# શ્રેયસીને

## —આવકાર—



શ્રી જયાબેનના આ પુસ્તકને આવકાર આપતાં મને ઘણો આનંદ થાય છે. આ પુસ્તકમાં આલેખેલી વાર્તામાં શુદ્ધ વાર્તાશાસ્ત્રનું તત્ત્વ કેટલે અંશે છે, અથવા તો વાર્તા લેખનની કળાના કેટલા ટકા છે તેવો પ્રશ્ન વાંચનારના મનમાં ઊભો થતો જ નથી. શાસ્ત્ર અને કળા માટે વાર્તાના સ્વરૂપને જેની જરૂર પડે છે, તે હકીકતો તો અહીં કશા પણ કલ્પનાના રંગવિના આપોઆપજ વાર્તામાં પરોવી દેવામાં આવી છે. શ્રી જયાબેને રોજના અનુભવમાં બનતા બનાવોને શુદ્ધ અને સરલ ભાષામાં આ જાતની વાર્તાનું સ્વરૂપ આપી દેવામાં એક પ્રકારની સફળતા પ્રાપ્ત કરી છે, આ સફળતાનો આંક તો પુસ્તક વાંચતી વખતે, તેમજ વાંચી રહ્યા પછી જે સાત્ત્વિક સંતોષ અનુભવાય છે, તે ઉપરથીજ સાબિત થાય છે. હમેશનાં જીવનમાં બનતા આવા અનેક બનાવોને પોતાની નિર્દોષ અને સરલ ભાષામાં ગોઠવી સમાજની પાસે રજૂ કરવાનું કામ શ્રી જયાબેન શરૂ રાખશે તો સાહિત્ય દ્વારા પ્રજાની સેવા કરવાનો એક પ્રકાર અજમાવીને ગુજરાતી સાહિત્યસૃષ્ટિમાં એક કીમતી ઉમેરો કર્યો ગણાશે.



હરભાઇ ત્રિવેદી



# શ્રેયસી



જયાવતી પ્રાણલાલ

કિંમત રૂા. ૪-૦-૦

આ પુસ્તક મળવાનાં સ્થળ

શ્રી કોટ હિંદુ સ્ત્રી મંડળ
૪૫ મોદી સ્ટ્રીટ મુંબઈ ૧

તથા

એન. એમ. ઠક્કરની કું.
બુકસેલર્સ પબ્લીશર્સ
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

# " શ્રેયસી "

## ચિત્ર પરિચય

દીપકની ભાવના પ્રાણજ્યોત છે

કમળની ભાવના હૃદય કમળ જેવું વિકસિત અને નિર્લેપ રાખવા સૂચવે છે.

સ્ત્રી એ પ્રકૃતિ છે. પ્રાણ અને પ્રકૃતિ બન્ને સાથે જ રહે છે. સાથે જ જાય છે.

પ્રકૃતિને જે દિશામાં વાળશો તે દિશામાં તે વળશે

પ્રાણ દિપ દેખાડે છે કે પ્રકૃતિને આત્મજ્યોતથી દેદીપ્યમાન બનાવજો.

यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ॥
योगिनो यतचित्तस्य युंजतो योग मात्मनः ॥

( ગીતા અ. ૬ ઠ્ઠો. શ્લો. ૧૯ )

મુદ્રક : મણીલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ ઘીકાંટારોડ અમદાવાદ.

પ્રકાશક : નંદલાલ મોહનલાલ ઠક્કર ; એન. એમ. ઠક્કરની કું. ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ. મુંબઈ. ૨ ૧૯૪૭

## પૂજ્ય માતાપિતાના શ્રી ચરણે

જેમની પ્રેમ ભરી લાગણી અને સુસંસ્કારોની જાગૃતિ પળે
પળે રહે છે, એમની અણમૂલ સંસ્કાર ભાવનાના
સિંચનમાંથી આ કૃતિનો જન્મ થયો છે, તે
પરમ પવિત્ર માતા પિતાના

પવિત્ર ચરણે

જયાવતી



# પ્રસ્તાવના

સૌ. જયાવતી બ્હેને લખેલું આ બીજું પુસ્તક છે. એમનું પહેલું પુસ્તક "સુમન-સારથિ" છે સુમન સારથિની પ્રસ્તાવનામાં આપણા પ્રખર સાક્ષર અને વિદ્વાન દીવાન બહાદુર કૃષ્ણલાલભાઈએ વ્યક્ત કરેલી આશા, કે સૌ. જયાવતી બ્હેન લેખિકા તરીકે પોતાના પ્રયાસ ચાલુ રાખશે. એ એમણે આ બીજું પુસ્તક એક વર્ષની ટુંક મુદ્દત દરમ્યાન લખીને સાચી પાડી છે. એ માટે સૌ જયાવતી બ્હેનને અભિનંદન ઘટે છે. હિંદુ સમાજની સ્થિતિનો અભ્યાસ એ સૌ. જયાવતી બ્હેનનો વિષય છે. અને આપણી જૂની સંસ્કૃતિ તેના સાચા સ્વરૂપમાં અને યોગ્ય સ્થાને કેમ પાછી સ્થપાય તેની વિચારણા અને તેના માટેની યોજનાઓના ઘડતરને માટે તેમને બહુ ધગશ છે. "સુમન-સારથિ" એની સાખ પૂરે છે. આપણી પૌરાણિક કથાઓ. આપણી જુની આખ્યાયિકાઓ વગેરેમાં રહેલું રહસ્ય, તેમાંથી મેળવી શકાય. તેટલું સનાતન ધોરણ તથા બીજી સામાજીક બાબતો એ "સુમન-સારથિ"ની વસ્તુ છે આ બીજું પુસ્તક "શ્રેયસી" એ પુસ્તકો દ્વારા સમાજની સ્થિતિનું એમને લાગતું સ્વરૂપ જનસમાજ પાસે મૂકવાની સૌ. જયાવતી બ્હેનની સંકલનાનું બીજું પગલું છે. હિંદુ સમાજમાં એમની દૃષ્ટિએ સ્ત્રીની સ્થિતિ કેવી છે. એ રજુ કરી પુરૂષોને પોતાનું ધોરણ અને સ્ત્રીઓ તરફનું વલણ સુધારવાને આ પુસ્તકમાં સૌ. જયાવતી બ્હેને હાકલ કરી છે. મેં જ્યારે આ પુસ્તક વાંચ્યું ત્યારે મને તો એમ લાગ્યું કે આ ચિત્રમાં પુરૂષોને અન્યાય તો નહીં થતો હોય અને એ કારણસર મેં એમની સાથે ચર્ચા પણ કરી. પણ એમણે મને કહ્યું કે એમણે જે કાંઈ આ પુસ્તકમાં લખ્યું છે ને વર્ણવ્યું છે. તે તેમણે પોતે નજરે જોયેલી વાતો છે. અલબત્ત હજુ પણ હિંદુ સમાજમાં સ્ત્રીનું સ્થાન જેવું જોઈએ તેવું છે. એવું તો કેટલાક અપવાદો સિવાય નહીજ કહી શકાય. પણ હું માનું છું

કે છેલ્લા એક દશકામાં એ સ્થાન ઉંચી ને ઉંચી દિશાએ જઈ રહ્યું છે. આ પુસ્તક જે સૌ. જયાવતી બહેનની પોતાની નજરે જોયેલી વાતો પરથી રચાયેલું છે. તે પુરૂષો અને સ્ત્રીઓ તરફના પોતાના વલણને બદલવામાં ખરેખર ઉપયોગી થઈ પડે, એ સૌ. જયાવતી બહેનનો મુખ્ય હેતુ જણાય છે.

આ પુસ્તકમાં કેવળ સ્ત્રીઓની સ્થિતિનું ચિત્ર જ રજુ કરવાનો સૌ. જયાવતી બહેને હેતુ નથી રાખ્યો. વીણા સ્ટોરની યોજના પર આ પુસ્તકનું મુખ્ય બંધારણ છે. એ યોજના એક સુંદર આર્થિક કલ્પના છે. સૌ. જયાવતી બહેને તેને અવલંબીને આ આર્થિક ઉન્નતિ રાષ્ટ્રિય પ્રવૃત્તિ સ્ત્રીઓમાં રહેલી અમાપ શક્તિ તેમજ પુરૂષો અને સ્ત્રીઓના પરસ્પરના સહકારથી સમાજ કેવો સુંદર થઈ શકે. એ સર્વનું એક ચિત્ર વાંચકોની સામે રજુ કર્યું છે. નીલમ, વિદ્યા, મેના, રૂપા, રશ્મિ, કુમુદિની એ સ્ત્રી પાત્રોના દરેકમાં ભિન્ન ભિન્ન ગુણો દેખાય છે. અને વિદ્યાના હાથ નીચે દરેક પાત્ર સમાજસેવાના જૂદા જૂદા ક્ષેત્રમાં પ્રવર્તે છે. ગામડામાં કાર્યકર્તાઓ પણ કેવો સરસ ફાળો આપી શકે તેની સાક્ષી રૂપા ને રશ્મિના પાત્રો પૂરે છે.

સૌ. જયાવતી બહેને જીવનનિર્વાહ માટે એક નવું માપ અથવા ધોરણ રજુ કર્યું છે અને વિદ્યાના મુખમાં તે મૂક્યું છે. અને પુસ્તકના અંતભાગમાં બારોટની બીરદાવાલિમાં તે ગજવ્યું છે. વિદ્યાએ પોતે પ્રધાન થાય તો શું કરે તે કહેતાં ઉમેદ દેખાડી હતી કે–" એક પૈસામાં એક માણસ આખો દિવસ નિર્વાહ કરી શકે એવા દિવસો લાવું." અને બારોટોએ દુહો ગાયો કે " એ...કોડી ઉભરે ધાન એક પૈસે દિન ઉગે ભલો " આ હાલ તો અશક્ય લાગે છે. પણ લેખિકાની ગરીબો પ્રત્યેની લાગણી ને સમાજ રચનાની તેની કલ્પના તેમાં તરવરતા દેખાય છે. અને એ સત્ય બને તો હિન્દ ભૂમિ ગૌરવશાળી બને અને જગતભરમાં મોખરે રહે.

સ્ત્રીઓના સુંદર કાર્યથી પુરૂષો પર સરસ અસર થઇ તેમનો હૃદયપલટો કેવો થાય તે ગુલાબચંદમાં થયેલા પરિવર્તનનો ચિતાર આપીને સૌ. જયાવતી બહેને દેખાડી આપ્યું છે.

પુસ્તકના પાત્રોમાંથી કેટલાકો પોતાના અનુભવો વાર્તા દ્વારા જણાવે છે. આ અનુભવો વસ્તુતઃ સંસારમાં બનતા અવનવા ચમત્કારી બનાવો જેવાં રસમય છે.

માતાએ ઓરમાન પુત્ર માટે આપેલું આયુષ્ય અને ત્રણ વર્ષના ન્હાના બાળકે માતા માટે આપેલ આયુષ્યની વાત માનવી મુસ્કેલ લાગે. પણ સંસારમાં એવા ચમત્કારો ઘણીએ વાર સાચા બને છે એમ લેખીકા બહેન જણાવે છે.

આ પુસ્તક એક વિધવિધ વિષયોની ગુંથણી છે. વીણા સ્ટોરની સુંદર કલ્પના પર મંડાણ માંડીને સમાજના ઉત્કર્ષ માટે શું શું કરી શકે છે. તેનું એક સુંદર ચિત્ર આ પુસ્તકમાં છે. અને માત્ર સ્ટોર જેવી સામાન્ય સંસ્થા દ્વારા પણ કેટલી રીતે માણસોના ઉત્કર્ષ કરી શકાય તે દેખાડવાનો પ્રયાસ છે.

લેખિકાની પ્રભુપરની અટલ શ્રદ્ધા, ભક્તિપરાયણતા, પુસ્તકમાંના ભજનોમાં તરી આવે છે.

સ્ત્રીઓ તરફ પુરૂષોનાં વલણ માટે પુરૂષોને ખરાબ સ્વરૂપમાં ચિતરવાનો હેતુ સૌ. જયાવતી બહેનનો નથી. પરંતુ તેમનું ધ્યાન ખેંચીને એ વલણ સુધરે તે આશા તે રાખે છે.

પુસ્તકની ભાષા સરલ અને જોરદાર છે. કાવ્યો ભજનો, દુહાઓ મોટે ભાગે સૌ. જયાવતી બહેનના પોતાના જ રચાયલા છે. તે પુસ્તકમાં ઠેર ઠેર છે.

લેખિકા જરૂર સમાજના ઉત્કર્ષ માટેનો પુસ્તકો દ્વારા પ્રયાસ ચાલુ રાખશે. એવી આશા રાખું છું. ને પ્રભુ તેને તેમાં સફળતા આપો.

**નગીનદાસ ટી. માસ્તર.**

# બે બોલ

સૌ. બ્હેન જયાવતી લેખક તરીકે વિશ્રાન્તિ ભોગવતાં જ નથી. હજુ તો ટૂંક વખત પર એમની કૃતિ વિશે "બે બોલ" લખી આપ્યા. ત્યાં વળી પાછાં વચગાળામાં જરા પણ આરામ ન લેતાં બીજા "બે બોલ" માટે માગણી કરી.

"શ્રેયસી" સૌનું શ્રેયજ ચ્હાય છે. આપણા સંસારમાં ને આપણી સમાજની રહેણીકરણીમાં બહુ જ ધીમો ધીમો ને આછો પાતળો સુધારો થતો જાય છે. વિશેષ તો નહીં જ; એટલે અંધકાર-માંથી પૂરા પ્રકાશમાં તો હજી આવ્યા જ નથી.

**तमसो मा ज्योतिर्गमय ।**

(અંધકારમાંથી અમને જ્યોતિમાં લઈ જા) એ પ્રાર્થના તો આપણે પ્રભુ પાસે કરવાની રહી જ.

આપણી સમાજના–કહો કે પરિણીત જીવનનાં–બે અંગ સૌ. જયાવતી બ્હેન આપણને બતાવે છે, એક સારૂં ને એક માઠું. સુખી જોડાં અને દુઃખી જોડાં; એ જોડાંઓનો એક પક્ષ સમજુ હોય–યા અનુભવના જ્ઞાનને લીધે સમજુ થઇ જાય તો દુઃખી જોડાં પણ સુખી થઈ જાય–થઈ જવા સંભાવત છે–એ સૌ. જયાવતી બ્હેન બતાવે છે. પુરૂષ, તોરી, માની, સ્વચ્છંદી કે ઉદ્ધત સ્વભાવનો હોય, તો પણ સ્ત્રીઓ તેને નિભાવી લ્યે છે તે પુરૂષ પણ હૃદયનો સારો હોય તો સુધરી જાય છે. અને સ્ત્રીને દેવી તરીકે પૂજે છે. પરિણીત સ્ત્રી આપણાં ધર્મશાસ્ત્રોને અનુસરી ધણી સારો હોય કે ન હોય તો પણ તેના તરફ તે દેવ હોય તેવી નજરથી જોયા કરે છે. ને પ્રભુ તેને તેનો બદલો પણ આપે છે; તેનું સ્વમાન જળવાય છે.

પુરૂષની પ્રકૃતિ ઉગ્ર હોવા છતાં તે સમજુ હોય તો સમજી

જાય છે. હિંદુ સંસારના કલહ ને કજીયા, ગૃહકલેશ વગેરેની રોજ બનતી વાતો સૌ. જયાવતી બહેને આમાં ગુંથી છે, અને તે વાંચતાં આપણને લાગે છે કે એમની કૃતિ એ લીટીઓમાં કરેલી પ્રાર્થના વાસ્તવિક જ છે.

" અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા,
ઉંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા. "

" શ્રેયસી "માં તરી આવતું ભજનની ભાવનાનું પ્રાધાન્ય, સૌ. જયાવતી બહેનનું ધાર્મિક વૃત્તિ તરફ ઢળતું વલણ સ્હેજે વાંચકને દેખાઇ આવશે: કહેવાતી પ્રગતિના આ જમાનામાં રહેતી એક આધેડ હિંદુ સ્ત્રી, એ પ્રગતિની અનિષ્ટ ભાવનાઓથી અલિપ્ત રહી. જુની પણ ઇષ્ટ ભાવનાઓનું કેવી રીતે સમર્થન કરે છે, તેની સાબિતી " શ્રેયસી " આપે છે. વિણા, વિદ્યા, મેના, કુમુદિની, નીલમ, રશ્મિ એ કેવળ કાલ્પનિક પાત્રો નથી. આજની આપણી સમાજમાં એમની જોડીઓ ઘણી મળી આવે છે.

એકંદર સરલ ભાષામાં અને ઉચ્ચ ભાવનાથી લખેલી આ ટુંકી વાર્તા સૌને પ્રિય થઈ પડશે એમ ધારૂં છું.

મુંબઇ
તા. ૨૦ મી જુન ૧૯૪૭ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# અભિપ્રાય

સૌ. જયાવતી બહેનનું બીજું પ્રકાશન "એપસી" વાંચ્યું. આખાએ પુસ્તકમાં સ્ત્રી જીવનના ઉત્કર્ષ માટે થઈ શકે એવા બધાએ પ્રયત્નો કરવાનો માર્ગ લેખિકાએ રજુ કર્યો છે.

પુસ્તકની શરૂઆતમાં પુરૂષોની આપખુદીનો ખ્યાલ આપ્યો છે. તે ઉપરથી વાંચકવર્ગને પહેલાં તો એમ જ લાગે કે પુરૂષો સામે બંડ પોકારતી અને આક્ષેપ કરતી સ્ત્રીઓનો આમાં સૂર છે. પરંતુ ઝીણવટથી વાંચતાં જણાય છે કે સમાજની પુનર્રચના માટે બન્ને પક્ષે સુધારાની જરૂર છે. પુરૂષોએ સ્ત્રીઓ જ્ઞાનહીન કે પતિને આધારે જીવતું એક પ્રાણી છે એ ભાવનાને ભૂલવાની જરૂર છે. તેમજ બીજી બાજુમાં સ્ત્રીએ પત્નિ તે પતિની મિત્ર છે એ ભાવના સર્જાવવા સ્વમાનથી જીવવા માગતી હોય તો તેણે પોતાની આળસ અને અજ્ઞાનતાને ટાળીને ઉદ્યમી અને જ્ઞાનવાન બનવાની ખાસ જરૂર છે. એ આ પુસ્તકમાં બતાવવા સૌ. જયાબહેને સારો પ્રયાસ કર્યો છે.

લેખિકાબહેને આજુબાજુમાં નજર કરતાં જે જે જોયું. જાણ્યું, તેને વાર્તા રૂપે પ્રગટ કર્યું છે. આપણા સમાજમાં વીણાનાં જેવો સંસાર ઘણી જગ્યાએ હશે. અરે તેનાથી પણ વધુ દુઃખી બહેનો સમાજમાં છે. પણ લેખિકા બહેનની માનસ પુત્રો વીણાની વૃત્તિ એમનામાં નથી. એટલે જ ઘણાં ગુલાબદાસો પોતાના દોષો સંપૂર્ણ જોઈ શકતા નથી.

આખાએ પુસ્તકમાં સ્ત્રી જીવનની નાની નાની મુંઝવણો અવજ્ઞા અને સ્વમાનનો ધ્વંશ કેમ થાય છે. તે અને એના નિવારણમાં શેની જરૂર છે તે બતાવવા સૌ. જયાબહેને ખૂબ કાળજી લીધી છે.

સ્ત્રીઓના હાથમાં ધન મૂકવામાં આવે. અને એમને સ્વતંત્ર-

પણે વ્યવસ્થા કરવા દેવામાં આવે તો તેઓ શું શું કરી શકે તેમ છે. તેનો ખ્યાલ વિદ્યા બહેન અને મેના બહેનના પાત્રાલેખનથી દર્શાવી લેખિકા બહેનનાં હૃદયમાં રહેલી ઉદ્યોગ દ્વારા આર્થિક ઉન્નતિ સાધવાની ભાવના ઝળકી ઉઠે છે. આ પુસ્તકમાં દર્શાવવામાં આવેલી ભાવના સસારને સુરમ્ય મીઠો આનંદદાયી બનાવવાની છે. સ્ત્રી શક્તિહીન નથી, જ્ઞાનહીન નથી પણ તેને તક આપવામાં આવે તો તે મહાન શક્તિ છે—નારાયણી છે. તે જગત ઉપર શાસન કરવાને સર્જાયેલી છે. જે " જે હાથ ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે." ભાવિ પ્રજાની પ્રણેતા માતાનું બિરદ મેળવનાર, સ્ત્રીની અવજ્ઞા થવાથી જ આપણો ભારત દેશ આજ અસ્તવ્યસ્ત થઇ ગયો છે, એમ માનનારા માની હું પણ એક છું. અને તેથી જ મને " શ્રેયસી "નાં સ્ત્રી પાત્રો રશ્મિ–રૂપાં વિગેરે નવા સર્જાયેલાં નથી લાગતાં, આવી બહેનો તો ઘણીએ દીખાય છે. પરંતુ એનાં ઉદ્ધાર માટે વિદ્યાઓ–મેનાઓ જોઇતા પ્રમાણમાં નથી. તેથી આજ સમાજ પાંગળો બન્યો છે. આ પાંગળા બનતા જતા સમાજને સંપૂર્ણ અંગવાળો બનાવવા આજ પ્રયત્નો થઈ રહ્યા છે. પણ એનો અમલ સ્હેજસાજ જ થાય છે. એવા કાળમાં આ " શ્રેયસી " પોતાનું નામાભિધાન સફળ કરે અને સમાજનું શ્રેય કરવામાં ઉત્તમ ફાળો આપે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના સૌ. જયા બહેનને અભિનંદન આપતાં કહેવાનું પણ મન થાય છે કે હવે તમે સાહિત્ય-ક્ષેત્રમાં પ્રવેશ્યા છો એટલે વધુ લખવાને બંધાતા જાવ છો. તે લખીને બહેનો અને સમાજની સેવા કરો.

આશા રાખું છું કે તમારા પહેલા પુસ્તક " સુમન–સારથી "ની પેઠે આ પુસ્તક પણ સુમન બાળ મંદિરને લાભ આપનાર નિવડશે.

સૌ. ગંગાબહેન પટેલ.

# પ્રેરણા કેમ જાગી ?

આ વાર્તાનો પ્રસંગ ગવર્મેન્ટ ઇનામી બોન્ડની યોજનાને આભારી છે. ઇનામી બોન્ડના ઇનામનો સૌથી સારી રીતે ઉપયોગ કેમ થઇ શકે, એ વિચાર સાથે, સ્ત્રીઓની વિષમ પરિસ્થિતિ અને ઉન્નતિનો વિચાર આવ્યો. આ વિચારોને, સુભગસંયોગે, વેગ મળ્યો, અને સ્ત્રીઓની સુભાગ્યની લોટરી હવે ક્યારે લાગશે, એના સતત ચિંતને, આ લખાયું અને વાત આગળ ચાલી.

આ કથામાં ખેતીવાડી, ગૌશાળા, કાંતણ પીંજણ, હાથવણાટ ને શાળાની યોજના ઇત્યાદિ વિષે થોડો ઘણો ઉલ્લેખ કર્યો છે. આપણો દેશ ખેતીપ્રધાન છે. ઘણા સ્થળોએ સહેલાઇથી અનાજ, શાકપાન કે ફળફુલ વાવી શકાય છે, આપણા સ્ત્રી–પુરૂષો, ઉદ્યમ અને યોજનાથી, તેનો બહુ સારો લાભ લઇ શકે છે. ખેતીવાડીના કાર્યમાં પૂરતો રસ લેવાથી જે રિદ્ધિ સિદ્ધિ મળે છે, તેટલી ભાગ્યે જ બીજી કોઇ પ્રવૃત્તિમાંથી મળી શકે. આપણો દેશ, જેમાં ખેડીવાડીનો સંપૂર્ણ વિકાસ બહુ જરૂરનો છે, તેમાં ઘણીએ ભૂમિ અણખેડી પડી રહે, એ જોઇ આપણી બેદરકારી માટે ગ્લાનિ થયા વિના રહે નહીં. રસાળ અને જ્યાં કાચું સોનું પાકે છે. એવી ફળદ્રુપ ભારતભૂમિમાં આપણે હાથે કરી શા માટે ભૂખે મરીએ ?

સ્ત્રી અને પુરૂષ, એકબીજાના સહકારથી ભગીરથ કાર્યો પણ સફળતા અને સહેલાઇથી પાર ઉતારી શકે છે. એક બીજા પ્રત્યેની પ્રેમ અને સન્માનની ભાવનાદ્વારા સુખની સરિતા વહાવી શકે છે, દંપતી ઐક્ય ભાવના સાધી, સુખને પંથે પળે છે. એટલું જ નહીં પણ દેશ અને સમાજને ઉપયોગી બની શકે છે. સ્ત્રી ભાવિ પ્રજાની માતા છે, ઘરની લક્ષ્મી છે, સ્વભાવથી જ **क्षमयाधरित्री** અને **मनोनुकुला** છે.

તેને અનુકુળતા તથા સહાયતા મળે તો ગમે તે દશામાં ગમે તે સંજોગોમાં પણ, પોતાનું જીવન ગૌરવશાળી અને આદર્શમય બનાવી શકે છે.

**पतिरेको गुरुस्त्रीणाम्** । અને **यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्रदेवताः ।** એ ભગવાન મનુનાં બંને આર્ષ વાકયો સ્ત્રી–પુરૂષ સદૈવ સ્મરણ અને કર્તવ્યમાં ધારણ કરે છે તો સંસારમાં સ્વર્ગને ઉતારી શકે છે.

આ પુસ્તકની આવક ફી સુમન બાળ મંદિરના લાભાર્થે જવાની છે.

જયાવતી પ્રાણલાલ.

# આભારદર્શન

માનનીય એકસ મેયર સાહેબ લોકપ્રિય મહાસભાવાદી નેતા શ્રી. નગીનદાસ ત્રીભોવનદાસ માસ્તરે એમના દેશસેવાના અને બીજા વ્યવસાયવાળા કાર્યોમાંથી સમય કાઢી "પ્રેયસી" માટે પ્રસ્તાવના લખી આપવા જે મહેનત લીધી છે. અને અનેક અડચણો વચ્ચે મારી વિનંતિને માન આપી આ રીતે મને પ્રોત્સાહન આપ્યું છે. તે માટે હું એમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તેજ દીવાન બહાદુર ભાઇશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, જે. પી.નો આભાર માનતાં અત્યંત આનંદ થાય છે. તેઓશ્રીની નાદુરસ્ત તબીયત છતાં પણ મારી માંગણી પાછી ન ઠેલતાં "પ્રેયસી" માટે આશિર્વાદના બે બોલ લખી આપી આ બીજી વાર તેમણે મને ઉપકૃત કરી છે, તેમના ઉત્તેજન માટે હું તેમની સહૃદયની ઋણી છું.

પૂજ્ય ભાઈશ્રી ગોરધનભાઇ પટેલનો પણ અત્રે આભાર માન્યા વગર રહી શકાતું નથી. કારણ કે બીજું પુસ્તક લખવાના સતત ઉત્તેજનને અંગે જ આ "પ્રેયસી" લખાયું છે.

સૌ. પૂ. ગંગાબહેન પટેલનો પણ મારે તેટલો જ આભાર માનવાનો છે. એમનું માર્ગદર્શન અને ઉમદા સલાહ તથા અભિપ્રાયની નોંધ માટે આભારી છું.

ભાઇશ્રી નંદલાલભાઇ ઠક્કરનો પણ અત્રે આભાર માનું છું. છેવટમાં પ્રખર સ્ત્રી કાર્યકર શ્રી. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના માનદ પ્રમુખ, પૂજ્ય લેડી લક્ષ્મીબહેન જગમોહનદાસ જે. પી. કે જેમણે પોતાની નાદુરસ્ત તબીયત હોવા છતાં આ પુસ્તક વાંચ્યું અને મને ખૂબ પ્રોત્સાહન આપી પોતાનો જનસેવાના કાર્યનો ઉત્સાહ અને પ્રેમ દર્શાવી અભિનંદન આપ્યા છે તે માટે હું એમની અત્યંત ૠણી છું. અને એમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

જયાવતી પ્રાણલાલ.

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૪ | સદુગયોગ | સદુપયોગ |
| ૧૩ | ભષણુ | ભાષણુ |
| ૨૩ | આટલા | એટલા |
| ૨૫ | એક પસામાં | એક પૈસામાં |
| ૩૭ | સ્ત્રઓ | સ્ત્રીઓ |
| ૫૫ | આવ્યું | આવું |
| ૬૭ | (ગાયન) મલકના | મલકતો |
| ૮૪ | વાણાનું | વીણાનું |
| ૮૯ | નિર્દય | નિર્દોષ |
| ૧૩૨ | કરીને | ફરીને |
| ૧૪૨ | એમે | અમે |
| ૧૪૮ | કોઇ માણુસનું | સારા માણુસનું |
| ૧૫૮ | ભેળમાં | ભેખમાં |
| ૧૫૯ | જાઇ છે | જોઇ છે |
| ૧૬૨ | સાસી | સાચી |
| ૧૬૪ | સમુદ્ર | સમુદ્રે |
| ૧૬૯ | આવતો | આપતો |
| ૧૬૯ | મેળ | પ્રેમ |
| ૧૬૯ | અને | બાળ |
| ૧૭૦ | ઉઠયું | ઉઠયો |
| ૧૭૦ | લાગ્યું | જાગ્યો |
| ૧૭૩ | હયું | હૈયું |
| ૧૭૬ | આવવાનો | આવવાના |
| ૧૭૬ | હતો | હતા |

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૧૮૧ | મોડા | મોટા |
| ૧૮૩ | હેલે | હેલે ક્રમ |
| ૧૮૫ | હયામાં | હૈયામાં |
| ૧૯૨ | ગમેયું | ઉમેયું |
| ૧૯૨ | જોઇએ | જોઇતી |
| ૧૯૨ | કહે | કહેત |
| ૧૯૪ | ભુલશો | ભુલાશે |
| ૨૦૮ | ટોપીસ્કોપ | ટેલેસ્કોપ |
| ૨૦૯ | ત્રીકભાઇએ | ત્રીકમભાઇએ |
| ૨૧૬ | એ નાથી સુની | એ નાની સુની |
| ૨૧૬ | ક્રોડી | ક્રોઠી |
| ૨૨૧ | હલકુ બને છે | હલકું લેખાય છે |
| ૨૨૧ | સમાજમાં | સમાજ |



૧

# ઈનામી બોન્ડનું ઈનામ

મેના વીણાની સહિયર હતી. આજે તે ઘણે દહાડે વીણાને મળવા આવી હતી. આવીને નિરાંતે સોફા પર પર બેઠી, અને આડી અવળી વાતો કરવા માંડી. વાતો કરતાં કરતાં ગવર્મેન્ટ ઈનામી બોન્ડ વિષે વાત નીકળી. મેનાએ પૂછ્યું "જો ને વીણા ! આજે કેટલામી તારીખ થઈ ?" બોલતાં બોલતાં તેનું ધ્યાન કેલેન્ડર પર ગયું. "ઓહ ! પંદરમી થઈ ખરૂં ?" આજે ઘેર જઈ મારે મારા બોન્ડના નોંબરો નોંધી લેવા પડશે. હું તો સાવ ભૂલી ગઈ હતી. કાલે તો ઈનામ જાહેર થવાની તારીખ છે."

"અરે ગાંડી ! એના તે ક્યાંય ઈનામ લાગતા હશે !" વીણાને આમાં શ્રદ્ધા ન હતી. "જોને, મારી પાસે યે એક નોટ છે, વીરપસલીની. બાપુજીને ત્યાંથી આવી

છે. મને તો એનો નંબરે ખબર નથી, ને મેં એ જોવાની તસ્દી પણ લીધી નથી.”

“એનો નંબર તો જોઈ રાખવો જોઈએ. નહિ તો ઈનામ લાગે તો આપણને ખબરે ન પડે, સરકારને ઈનામી નંબરવાળો માણસ શોધવો પડે ને આપણા રૂપિયાના રૂપિયા જાય.”

“તે ઈનામ લાગે તો સરકાર આપણને ખબર પણ ન આપે?” વીણા હજી ઉદાસીન હતી.

“પણ સરકારને શી ખબર પડે કે કોની પાસે કયો નંબર છે? એ તો છાપાઓમાં જાહેર કરે. ન મળે તો ફરી ફરીને જાહેર કરે. પણ ઈનામ જેને લાગ્યું હોય તે તારી જેમ બેધ્યાન હોય તો છાપું પણ ન જુએ, ને નંબર પણ ન જુએ, તેનું શું થાય? લાવ તારી નોટ, એનો નંબર નોંધી લઉં. ઈનામના નંબર જોતી વખતે એનું પણ ધ્યાન રાખીશ.” મેનાએ વીણાને સમજાવી.

“પણ એ કરતાં, તને એટલી શ્રદ્ધા જ હોય તો તું એ વેચાતી જ લઈ લેને! મારૂં વ્યાજ નકામું ખોટી થાય છે. મને તો એ જોવીએ નથી ગમતી.” વીણાએ જવાબ આપ્યો.

“એક બે દિવસમાં શું મોડું થાય છે? સોળમી તારીખ જવા દે, તને ઈનામ ન લાગે તો હું એ ખરીદી લઈશ, બસ!” મેનાએ તોડ કાઢયો પણ વીણા માનતી ન હતી. તેણે કહ્યું:



મેના, વિણાનું મિલન અને
ઇનામી બોન્ડની વ્યવસ્થા

"ના, ના. આજે જ લઈ જા! નકામો ભાર! મારે માથેથી તો ઊતરે!"

વીણાને ખરેખર એમ થયું કે એના નશીબે તો લોટરી લાગવાની જ નથી, પણ જો મેનાના નશીબે લાગે તો પણ એ જાણી એને સંતોષ થશે અને એ વિચારે જ એને વધારે આગ્રહ કર્યો.

"ઠીક તો આપી દે. ઈનામ લાગશે તો હું તને આપીશ." આખરે મેનાએ સ્વીકાર્યું.

"મારી પાસેથી ખરીદ્યા પછી ઈનામ લાગશે તો પણ તારા જ નસીબનું લાગશે. એટલે તો એ તું જ રાખજે."

"સારૂં તું નોટ તો લાવ." મેના વધુ દલીલો ન કરી શકી, "ઈનામ લાગશે ત્યારે જોયું જશે."

વીણા અંદર જઈ નોટ લઈ આવી. મેનાએ તે સંભાળીને રાખી લીધી, અને થોડી વાર આડી અવળી બીજી વાતો કરી ઘેર ગઈ.

બીજે દિવસે સ્હવારે ઊઠતાં જ તેણે છાપું ખોલ્યું. એક પછી એક નંબર મેળવવા માંડયાં. છેલ્લે વીણાની નોટ યાદ આવી. ખાસ ઉત્સાહ ન હોવા છતાં તેણે એ નંબર મેળવ્યો–અને ઓહ! કેટલું અજબ! વીણાની નોટને પ્રથમ ઈનામ મળતું હતું. મેનાના આનંદનો પાર ન રહ્યો. તે હરખભેર વીણાને વધામણી આપવા જવા માટે તૈયાર થવા લાગી. પચાસ હજાર રૂપિયા! કંઈ નાની રકમ કહેવાય? વીણાને આ સાંભળીને શું થશે? પણ–પણ વીણાને આ

ક્યાં ખબર છે ? એને ખબર પડે એમ પણ ક્યાં છે ? નથી એની પાસે નંબર કે નથી કંઈ બીજી ખબર ! મેનાના વિચારો ધીમે ધીમે પલટાવા લાગ્યા. પણ વળી થયું ના, ના ! એનાથી એ રૂપિયા કેમ રખાય ? ત્યારે વીણાને આપી દેવા ? એનો બીજો કોઈ સારો ઉપયોગ ન થઈ શકે ? એનાથી તો ન જ રખાય. ત્યારે વીણાના રૂપિયા બીજા કામમાં વાપરવાનો એને શો અધિકાર ! મેનાનું ચિત્ત ચકડોળે ચઢયું: ના, એમને એમ તો નથી જ આપવા. એવો કંઈક રસ્તો શોધવો કે હાથમાં આવેલા પૈસાનો સદુપયોગ પણ થાય ને વીણાને પૈસા પાછા આપી પણ શકાય. વીણા તો કંજુસ છે, પણ આ બાબતમાં વિદ્યા-બહેનની સલાહ લઉં તો કેમ ? વીણાને ત્યાં તો ઘણો વૈભવ છે; ઐશ્વર્ય છે. હમણાં પૈસા નહિ આપું, તો પણ ચાલશે. તે વિચારમાં આગળ વધી. વીણા પાસે બાગ–બંગલા ને મોટર હોવા છતાં પણ એ એટલી લોભણી છે કે કોઇને કંઈ જ ઉપયોગી બનશે નહિ. ગરીબ બહેનો માટે આમાંથી કંઈ નહિ વાપરે અને તે પોતે પણ ગરીબી જ પસંદ કરે છે. એને આ રકમ સોંપુ તો એની તિજોરી જ સેવે. મેના હવે દઢ નિશ્ચય પર આવી અને વિદ્યા બહેનને આમાં મધ્યસ્થ રાખી રૂપિયાનો ઉપયોગ એમની સલાહ પ્રમાણે જ કરવાનું ઉચિત ધાર્યું. તરત એ વિદ્યાબહેનને ત્યાં જવા નીકળી.

વિદ્યા બાળકોને લઈ બગીચામાં ફરતી હતી. અને એમને ફળફૂલ વગેરેના નામ સમજાવતી હતી. ત્યાં મેના આવી પહોંચી. બાળકોએ એને જોઈ નમસ્કાર કર્યા વિદ્યાએ

પણ એને પ્રેમથી બોલાવી: "અરે વાહ! મેના બહેન! આજે તમે કંઈ ભૂલાં પડયાં ?"

"મારે એક અગત્યની બાબતમાં તમારી સલાહ જોઈએ છે. મારે તમારી સાથે એકાંતમાં વાત કરવી છે." મેનાએ સીધી મુદ્દાની વાત ઉપાડી. વિદ્યાબહેનને કંઈ ખ્યાલ ન આવ્યો. એમણે પૂછ્યું:

"ઘણું જ અગત્યનું છે ? આ બાળકો બિચારા નિરાશ થશે. ચાલોને! સાથે ફરતાં ફરતાં વાતો કરીશું." વિદ્યાને વાતની ગંભીરતાનો ખ્યાલ ન હતો. પણ મેના એ કેમ થવા દે ? તેણે કહ્યું: "ના, વાત ખાનગી છે. એટલે મારે તમને એકલાને જ કરવી છે. તમારી સલાહ અને મદદની મારે એમાં ખાસ જરૂર છે."

"તો ચાલો, પેલા દૂરના બાંકડા પર બેસી વાતો કરીએ. ત્યાં કોઈ સાંભળશે પણ નહિ ને દૂરથી બાળકો પર ધ્યાન પણ રહેશે." બંને એક બાંકડા પાસે પહોંચ્યા. ત્યાં બેસી વિદ્યાએ શરૂઆત કરી. બોલો! "શી વાત હતી ?"

"જુઓને વાત જાણે એમ છે," મેનાએ કહેવા માંડ્યું, "કે મેં ગઈ કાલે જ વીણાને ત્યાંથી નોટ લીધી. એણે તો જો કે મને વેચી જ નાખી હતી, છતાં મને એમ કે ઈનામ લાગશે તો એને જ આપીશ. આજે પરિણામ જોતાં, વીણાની નોટને પહેલું ઈનામ–પચાસ હજારનું મળે છે. મારી ઇચ્છા પ્રમાણે હું એને રૂપિયા આપવા માગતી હતી. પણ વળી વચાર આવ્યો કે એક તો વીણા રહી લોભણી, એટલે એ

રૂપિયા કોઈને ઉપયોગી નહિ થાય. અને એની તિજોરી સેવશે એટલે મનમાં થયું કે એના કરતાં આપણે કંઈ એવી વ્યવસ્થા કરીએ કે રૂપિયા હાથમાં છે તો ગરીબ બહેનોને ઉપયોગી થાય, તેવી કંઈ પ્રવૃત્તિ પણ કરીએ. ને ધીમે ધીમે પ્રવૃત્તિ અને પૈસો બન્ને વધારી વીણાને આટલો વખત એના પૈસા વાપરવા માટે, તેના પૈસા બમણા કરીને આપીએ. આમ બંનેને લાભ થાય. સ્ત્રીઓની સેવાની તમને ધગશ છે, તમે અનુભવી છો, બુદ્ધિશાળી છો, તો કંઈક રસ્તો કાઢી આપો. કદાચ વીણા પાસે આ નોટ રહી હોત તો એ કંઈ છાપું બાપું વાંચત નહિ ને ગવર્મેન્ટ વારંવાર નંબર જાહેર કરી થાકત પણ એને શોધી શકત નહિ. એટલે અનાયાસે આવેલી તક ગુમાવવી ન પડે એ માટે હું તમારી પાસે આવી છું."

મેનાએ લગભગ બધું જ કહી દીધું. વિદ્યા તો એની વાત અવાક્ થઈને સાંભળતી જ રહી, મેનાની સજ્જનતા જોઈ એને આનંદ સાથે આશ્ચર્ય પણ થયું.

"વાહ, વાહ, મેના બહેન ! ધન્ય છે તમારી ઉદારતાને ને સજ્જનતાને ! તમારા જેવી સેવાભાવી બહેનોની જ આ દેશને જરૂર છે. તમારા વિચારો ખરેખર પ્રશંસનીય છે. પણ મેના બહેન ! તમે એકલા પણ આ તો કરી શકશો. મને શા માટે વચ્ચે સાંકળો છો ?"

મેનાએ આ સવાલ ધાર્યો જ હતો તેણે કહ્યું : "જુઓને ! રૂપિયાનું કામ ! મન ક્યારે ચળે તેનો ભરોસો નહિ. બીજાના રૂપિયા એટલે કોઈ મધ્યસ્થ પણ જોઈએ.

તમે આવી બાબતોમાં અનુભવી છો. એટલે હવે બહેનોને કેમ કામ આપવું, શી રીતે એમની સેવા કરવી, હિસાબ કેમ રાખવો વગેરે બધું તમારે જ સંભાળવું પડશે. રૂપિયા મારા હાથમાં આવતાં જ તમને સોંપી દઈશ. એટલું કરું કે હું છૂટી. પણ વચન આપો કે આ વાત કોઈ જાણવા ન પામે."

"ભલે, એમ જ થશે. બહેનોની સેવા તો મારું કામ જ છે. આ વાત ખાનગી જ રહેશે." વિદ્યાએ મેનાને વચન આપ્યું. "પણ, મને થાય છે, મેના ! કે આટલા રૂપિયા કંઈ પૂરા નહિ થાય. તો આપણે પહેલાં રકમ વધારવાની કંઈક યોજના કરીએ, અને સારી જેવી રકમ થાય એટલે કામ શરૂ કરીએ તો ?"

"તો એમ કરીએ. આપણે ક્યાં ઉતાવળ છે ? ગરીબ બહેનોના સેવાકાર્ય માટે રકમ જેટલી વધારી શકીશું એટલો એમને જ લાભ થશે ને ?" મેનાએ વિદ્યાની વાતમાં સંમતિ આપી.

"તો મારા પર વિશ્વાસ રાખો, અને પૈસા મળતાં જ મને સોંપી જજો." વિદ્યાએ પૂરું કર્યું ને બંને ઊઠયાં.

૨

# કાર્ય રચના

કુશળ અને અનુભવી વિદ્યાની અનેક પ્રકારની અટપટી યોજનાઓને પરિણામે વરસેકના ગાળામાં પચાસ હજારની રકમ અનેકગણી થઈ ગઈ. બહેનોને લગતી–અને ખાસ કરીને ગરીબ બહેનોને ઉપયોગી એવી–અનેક પ્રવૃત્તિઓ સતત યોજાતી ગઈ. નાની મોટી અનેક પ્રવૃત્તિઓ યોજતાં યોજતાં એ દિવસ પણ આવી પહોંચ્યો જ્યારે એમનું સ્વપ્ન, દરેક પ્રકારના ઉદ્યોગ, જીવનને આવશ્યક એવી દરેક ચીજોના સસ્તા વેચાણની યોજના, કલા–કારીગરી, બાળકોની કેળવણી, સ્વાસ્થ્ય વગેરે જીવનને લગતી અનેક બાબતોને સાંકળી લેતી એવી કોઈ યોજનાની કલ્પના મૂર્તિમંત સ્વરૂપ ધારણ કરતી જતી હતી. કેટલીયે મહેનત પછી એમની આ યોજના "વીણા સ્ટોર" સ્વરૂપે તૈયાર

થઈ ગઈ. મેના અને વિદ્યાના આ પરિશ્રમનું ફળ બંનેના હૃદયમાં આનંદ અને સંતોષ ઉત્પન્ન કરતું હતું. આ જ યોજનાને આગળ ધપાવવાની ચર્ચા કરતાં વિદ્યાએ કહ્યું: "આવી સફળતા મેં નહોતી ધારી, મેના! તેં એવા મુહૂર્તમાં રકમ આપી છે કે દરેક યોજના સફળ થતી જ જાય છે. મારો વિચાર આ સ્ટોરની ઉદ્ઘાટન ક્રિયા કરાવવાનો છે. ગરીબો માટે મેં કેટલીક જમીન ખરીદાવી છે. અહીં અનેક બહેનોને કામ અપાશે અને ઊગેલો પાક પડતર ભાવે જ ગરીબોને અપાય, એવી વ્યવસ્થા થશે. ગરીબો માટે મફત હોસ્પીટલ, મફત બાળમંદિર, સસ્તુ અને ચોકખું દૂધ મેળવવા માટે આપણા તરફથી થવાની ડેરીની યોજના વગેરે બધી યોજનાઓ સ્ટોર ખુલ્લો મુકાવતી વખતે જાહેર કરીશું. હા, પણ આ સ્ટોરની ઉદ્ઘાટન ક્રિયા માટે તમે કોનું નામ સૂચવો છો?" વિદ્યાએ પોતાની ભાવી યોજનાનો થોડો ખ્યાલ આપ્યો.

મેનાએ થોડો વિચાર કરી કહ્યું: "મને તો કુમુદિની બહેન આ કામ માટે યોગ્ય જણાય છે. પ્રમુખ થવા માટે એ સર્વ રીતે યોગ્ય છે. ઘણી જગ્યાએ એમણે પ્રમુખસ્થાન લીધું પણ છે. એમનું વ્યાખ્યાન પણ ઊંચા પ્રકારનું હોય છે. એટલે આપણા નારી જગતની જાગૃતિ માટે એવાં વકતા જ ખાસ જોઈએ. પણ જુઓને! આપણે આ મેળાવડામાં જ વીણાને એના પૈસા પાછા સોંપીએ તો કેમ?"

"આપણી મૂળ મૂડી તો આટલામાં જ ચટણી થઈ ગઈ છે. ને હજુ ઘણા રૂપિયા જોઈશે. તમને ઉતાવળ જ

હોય તો આપણે કરજ કરીને પણ આપી દઈએ. પણ સાચી વાત એ છે કે અત્યારે આપણને રૂપિયાની ઘણી જ જરૂર છે. નહિ તો એમ પણ બને કે એ કર્યું, કારવ્યું પણ કદાચ સફળતાને કિનારે પહોંચતું અટકી જાય. પછી તમારી મરજી. આપણી પાસે છૂટ થાય કે પહેલી તકે જ આપણે એમના પૈસા એમને સોંપી દઈશું" વિદ્યાએ વ્યવહારૂ મુશ્કેલીઓ જણાવી. " અને બીજી વાત, કુમુદિની બહેનનું નક્કી જ હોય તો એમને નિમંત્રણ આપવા જવાનું આપણે આજે જ નક્કી કરી લઈએ."

" તો ચાલોને આજે જ જઈ આવીએ અને એમને ફાવતો દિવસ નક્કી કરી લઈએ." મેનાને તો બધું ઝટપટ કરી લેવાનું જ ગમતું. કુમુદિની બહેન આવા જાહેર કાર્યકર, તેને આટલો વખત કેમ મળતો હશે! એમના પતિ એમના કાર્ય પ્રત્યે કેવી દૃષ્ટિએ જોતા હશે, સહકાર આપતા હશે કે કેમ વગેરે અનેક પ્રકારના પ્રશ્નો એમના મનમાં ઉદ્‌ભવતા હતા. આવી જાહેર વ્યક્તિનો ગૃહસંસાર જોવાની આજે તક મળશે, એ વિચારે કંઈક ઉત્સાહિત થઈ બંને જણ નીકળી પડયાં.

એમને ઘેર પહોંચી, એમણે અંદર પ્રવેશ કર્યો. દીવાનખાનામાં તો કોઈ ન હતું પણ અંદરના ખંડમાંથી ધીમા ડૂસકાં અને થોડી થોડી વારે ખાંસીના અવાજ સંભળાતા હતા. " મારી નાખ ! મારી નાખ છોકરાને !" કોઈ પુરુષનો ફાટેલો સાદ સંભળાયો. એ કુમુદિની બહેનના પતિ રમેશચંદ્રનો હતો. આગળ સંભળાયું: " દિવસ આખો

બસ ફર્યા જ કરવું! છોકરાનું કંઈ ધ્યાન રખાય છે? સુભાવજો હવે એને? રોજ ને રોજ તું તારા ભાષણોમાં જ ગૂંથાએલી રહે એટલે ઘરમાં નાસ્તો થાય નહિ અને તેથી છોકરો બહારનું ખાય પીએ નહિ તો શું કરે? ઘરમાં કંઈ નાસ્તો કરી રાખવાનું પણ સૂઝે છે કે બહાર જાય તો સાથે તો લઈ શકાય!"

કુમુદ બહેનનો સાદ સંભળાયો: "બે વાગે તો પ્રતાપ જમ્યો. ત્રણ વાગે આપણી સાથે નીકળ્યો. અને હું કંઈ એકલી હતી? તમે પણ સાથે જ હતા સ્તો. તમે એને બોર ખવડાવ્યું, પેંડા ખવડાવ્યા, ગાંઠિયા ને ચેવડો ખવડાવ્યા ને ઉપરથી તરસ લાગતાં લેમનનું આઈસવાળું પીણું પીવડાવ્યું. મેં તમારું ધ્યાન ખેંચ્યું પણ ખરું કે એને ઉધરસ છે. તમે એને આવું આવું ન ખવડાવો-પીવડાવો. પણ તમે માનો ત્યારે ને? દસ મિનિટમાં એનું ગળું શું સૂકાઈ જવાનું હતું? છોકરાને કંઈક તો સહન કરવાની ટેવ પાડવી જોઈએ કે નહિ?"

"મારું છોકરું મને કહે કે ખાવું છે, ને હું તેને કંઈ પણ ખવડાવ્યા વિના બેસી રહું? એ કહે કે તરસ લાગી છે ને હું એ પર ધ્યાન આપ્યા વિના એને ટળવળાવ્યા કરું? તારી ફરજ નથી કે એને માટે નાસ્તો તથા પાણીનો કૂંજો સાથે રાખે. તારે તો સારા કપડાં પહેરવાના ને ભાષણો આપવા. ઘરમાં અંધારું ઘોર ને બહાર પ્રકાશ કરવો છે. ઘરનાં છોકરાને મરતો મેલી, બહારનાને બચાવવા છે." વાત આગળ વધતી હતી.

"તે એ અડધા કલાકમાં ભૂખ્યો થઈ જશે, અને તમે એને અકરાંતિયાની જેમ આટલું બધું ખવડાવી દેશો, એની મને ખબર ન હતી. ખાવાની ચીજ જોઈ બાળકને વારંવાર ભૂખ લાગે; તે કંઈ ઘડી ઘડી ખવડાવાય?" કુમુદબહેને જવાબ વાળ્યો.

રમેશચંદ્ર ધૂંધવાતા હોય એમ લાગ્યું. એનો અવાજ સંભળાયો: "હવે તને સમજ ન પડતી હોય તો મૂંગી મર. પોતે ધ્યાન રાખવું નહિ અને ધ્યાન રાખે તેને અપયશ અપાવવો. ધ્યાન રાખ. આ બચ્ચાનું. નથી જોઈતા મારે તારા ભાષણ-બાષણ. તું એમ માને કે લોકો તારા ભાષણ માટે તને બોલાવે છે? આ બધા આમંત્રણો તો આ પૈસાના છે. ભોગજોગે તું ગરીબ હોત તો કોઈ ભાવ પણ ન પૂછત. કોઈએ બે મીઠા શબ્દોમાં વખાણ કર્યાં કે તમે બૈરાઓ પાણી પાણી. તને તો ભાન નથી પણ મારૂં કાળજું ઠેકાણે છે. વાહ વાહથી ફૂલાઈ જવાનું છોડી આ ભાષણ-બાષણ છોડી દે, ને ઘરમાં રહી છોકરાનું ધ્યાન રાખ. નહિં તો તારે ને મારે કજીયો થશે. ભાષણમાં ને ભાષણમાં છોકરાનો જીવ લેશે. હવે ભાષણ આપવાનું બંધ કરો." પતિદેવની આજ્ઞા છૂટી.

વિદ્યાને કે મેનાને આ પરિસ્થિતિ હશે તેની તો કલ્પના પણ ન હતી. એમને હવે કુમુદબહેનને ત્યાં વધુ ઊભા રહેવું ઉચિત ન લાગ્યું. પોતે આવ્યાની કોઇ ને પણ જાણ કર્યા વિના નિરાશ થતાં બંને પાછાં ફર્યાં. રસ્તે બંનેના મગજમાં આ બાબત વિષે વિચારો ઘોળાયા કરતા

હતા. વિદ્યાએ કહ્યું: "જોયું મેના બહેન! શ્રીમંત અને શ્રીમંતાઈના બણગા સાંભળ્યા? પુરુષોની આવી શિરજોરી બધે જ ચાલતી હોય છે. માત્ર ધન જ કમાઈ જાણનાર અને બધા જ ગુણો ધનમાં માનનાર આ શેઠને કુમુદિ બહેનના પ્રખર વકતા હોવાનું ભાન પણ કયાંથી હોય? અને શેઠને તો પૈસાનું ઘેન ચઢ્યું હોય એમ લાગે છે." આ વિચારથી બંને સામસામું જોઈ ખૂબ હસ્યાં. તુરત વિચારે પલટો ખાધો.

મેનાએ કહ્યું: "બિચારા કુમુદિની બહેન! જાહેરમાં આવા પ્રખર કાર્યકર્તાની સ્થિતિ પણ ઘરમાં એક સામાન્ય સ્ત્રી જેવી જ! એમના વરે હવે ભ પણ આપવાની ના પાડી છે એટલે તે તો હવે કાંઈ આવે એમ લાગતું નથી. હવે શું કરશું?" મેનાએ પોતાની ચિંતા દર્શાવી.

"એમ તો કુમુદિની બહેન બુદ્ધિશાળી છે. આપણું નિમંત્રણ જશે એટલે એમના વરને સમજાવી લેશે." વિદ્યાએ ખુલાસો કર્યો.

બીજે દિવસે કુમુદિની બહેનને એક પત્ર લખ્યો. તેમાં બંને એમને ઘેર આવ્યાં હતાં, પણ એમનાં પુત્રની માંદગીની ખબર સાંભળી પાછા ફર્યાં હતાં એ જણાવી વીણા-સ્ટોરની ઉદ્‌ઘાટન ક્રિયા માટે પ્રમુખપદ લેવા આગ્રહ કર્યો. તારીખ અને સમય માગ્યાં, અને બને તો પહેલાં એક વાર સ્ટોર જોઈ જઈ ઘટતી સૂચના કરવા વિનંતી કરી.

બે દિવસ પછી કુમુદિની બહેનનો જવાબ આવ્યો.

તેમાં ઉદ્‌ઘાટન ક્રિયાના દિવસ પહેલાં સ્ટોર જોઈ જવાની ઇચ્છા બતાવી અને ઉદ્‌ઘાટન માટેનો દિવસ અને સમય પણ જણાવ્યો. તેમના પતિદેવની આજ્ઞા કેમ ફેરવાઈ ગઈ હશે એ મેનાથી સમજાયું નહિ. પણ મનમાં કુમુદિની બહેનની ચતુરાઈ માટે તેમને ધન્યવાદ આપ્યો! —અને વિદ્યા બહેનમાં મનુષ્ય સ્વભાવની પરીક્ષાની લાક્ષણિક બુદ્ધિ જોઈ મુગ્ધ બની. તેના અંતરમાં આનંદની મીઠી લહેરી ફરી વળી.

૩

# ઉદ્ઘાટન વિધિ

વીણા-સ્ટોર એક અપૂર્વ યોજના હતી. યોજનાનો પાયો એક સ્ટોરનો જ હોવાથી તેનું નામ વીણા-સ્ટોર રાખવામાં આવ્યું હતું. બાકી હકીકતે એની સંપૂર્ણ યોજના જોતાં સ્ત્રીજીવનની લગભગ ઘણીખરી બાજુઓ આવરી લેતી જરૂરિયાતો પૂરી પાડવાની યોજના આમાં હતી; અને એકંદરે એ એક નાનકડા નગર જેવું જ લાગતું હતું.

સ્ટોરનું મુખ્ય દ્વાર પૂર્વાભિમુખ હતું. દાખલ થતાં જ દૂર દૂર સુધી અશોક વૃક્ષની હાર નજરે પડતી હતી. કુમુદિની બહેન તો પ્રવેશ કરતાં જ ખુશ થઈ ગયાં. બધે જ આંબા અને આસોપાલવનાં તોરણો નજરે પડતાં હતાં. બધે જ બહેનો કામમાં ગૂંથાયેલી નજરે પડતી હતી.

એક તરફ દુકાનોની હાર દેખાતી હતી. શાકભાજી,

ફળફૂલ, સસ્તું અનાજ, એમ અનેક પ્રકારની વસ્તુઓ દેખાતી હતી. બધો જ વ્યવહાર બહેનોને હસ્તક ચાલતો હતો.

બીજી તરફ ઉદ્યોગ વિભાગ દેખાતો હતો. ખાદી અને ગ્રામોદ્યોગ પર વિશેષ ધ્યાન આપવામાં આવ્યું હતું. પિંજણ-તુણાઈથી માંડીને ખાદીનું વેચાણ, સિલાઈ અને છાપવા-રંગવા સુધીના બધા જ વિભાગો તેમાં હતા. કલા કારીગરીને પણ મહત્ત્વનું સ્થાન હતું. ભાતભાતના ને રંગરંગના ગાલીચા તૈયાર થઈ રહ્યા હતા. ચટાઈની ગૂંથણી, નાના મોટા માટીના વાસણો પર ચિત્રકામ, નકશીકામ, કોતરણી, લેધરવર્ક અને તૈયાર થતી વસ્તુઓ પર ખાસ ભારતીય સંસ્કૃતિનું નિરૂપણ કરતા ચિત્રોનું આલેખન વગેરેની વ્યવસ્થા હતી. આધુનિક પદ્ધતિના ઉદ્યોગો, હાથ કાગળ, કાગળ, અને કપડાનાં ચીંથરાની ચીજો બનાવવા માટે પણ વ્યવસ્થા હતી. ટાઈપ રાઈટીંગના વર્ગો, પ્રેસકામ,–બીબાં ગોઠવવાનું છાપખાનું વગેરે, બાઈન્ડીંગ, સ્ટેશનરી,–કત્તરો, રાઈટીંગ પેડ વગેરે–ઉપરાંત પૂઠાંના ડબા બનાવવાનું તથા ફ્રેમ વર્કના શિક્ષણની વ્યવસ્થાનો પણ તેમાં સમાવેશ થતો હતો.

ગૃહઉદ્યોગ એમની દૃષ્ટિ બહાર ન હતો. મસાલા, અથાણાં, પાપડ, વડીઓ ઉપરાંત બિસ્કીટો અને પાઉં સુદ્ધાં બનાવીને વેચવાની વ્યવસ્થા ત્યાં હતી.

એક જગ્યાએ ગૌશાળા નજરે પડતી હતી. ગોપાલનથી માંડીને દૂધ, દહીં, છાશ, માખણ, ઘી વગેરે ડેરીની શાખાઓની વ્યવસ્થા હતી.

વચ્ચે મેદાન હતું. તેની પેલી તરફ બાળમંદિર હતું. અડીને જ બાળક્રિડાંગણુ, બાળ–પુસ્તકાલય, બાળકોની રમત-ગમતનાં સાધનો વગેરેની સગવડ હતી. બાજુમાં નાનો બગીચો હતો.

એક તરફ પુસ્તકાલય અને વાંચનાલય હતાં. લગભગ સર્વ પ્રકારનાં પુસ્તકો અને સામાયિકો તેમાં હતાં. સૌથી વધુ ધ્યાન ખેંચતી યોજના તો દૂર લીમડાના ઝાડની ઘેરી ઘટા વચ્ચે આવેલી નાનકડી–અતિ નાની–પણ આધુનિક બધી જ સગવડવાળી હોસ્પિટલ હતી. યોગ્ય અને સેવાભાવી ડોકટરોની દેખરેખ નીચે તે ઘણું જ સરસ કામ આપી શકે એમ હતી. થોડે દૂર બીજી ઘટામાં એક નાનકડી બંગલી જેવું દેખાતું હતું. આસપાસ અનેક પ્રકારની વનસ્પતિના છોડ આવી રહ્યા હતા. આ હતી અહીંની આયુર્વેદ શાળા. અહીં દરદીઓના ઉપચાર પણ થતા ને આયુર્વેદનો અભ્યાસ પણ કરાવવામાં આવતો.

મેદાનનો ઉપયોગ કસરત માટે થવાનો હતો. છતાં એક બાજુ એક કસરત શાળાની યોજના પણ હતી. દિવસ આખાના કામકાજ પછી કેટલાક મેદાનમાં રમતા ને કેટલાક કસરત કરતા.

કામ કર્યા પછી સ્નાન કરવાની સગવડ પણ હતી. હારબંધ બાથરૂમો અને એક નાનકડો બાથ પણ હતો, જેમાં સવાર સાંજ સૌ તરવા આવતા.

એક છેડા તરફ બહેનોને માટે સસ્તા ભાડાના રહેઠા-

ણુની યોજના મુજબ તૈયાર થયેલા મકાનો હતાં. ઉપરાંત સ્ત્રીઓ માટેની એક હોસ્ટેલ પણ હતી, જેમાં સ્વતંત્ર કામ કરતી, અને બહારગામથી આવેલી બહેનો માટે રહેવાની યોજના, એક ભાગમાં હતી. અને બીજા ભાગમાં ખાસ અભ્યાસ કરતી બહેનોને રહેવાની તેમજ જમવાની સગવડ હતી.

આમ અનેકવિધ યોજનાવાળો આ સ્ટોર એક નાનકડા નગર જેવો જ શોભતો હતો.

અને વચ્ચેના મેદાનમાં ખાસ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. કેળના થાંભલા અને ફૂલોનાં તોરણોથી તેનું દ્વાર શણગારવામાં આવ્યું હતું. બધે જ તોરણો, રંગીન વાવટા, બત્તીઓ ને પંખાઓ દેખાતાં હતાં. મંડપ આખો યે માનવમેદનીથી ચિક્કાર ભરાઈ ગયો હતો. સાંજે વીણા સ્ટોરનું ઉદ્‌ઘાટન હતું. અને ખાસ તો એ હતું કે એ ઉદ્‌ઘાટન કુમુદિની બહેનને હાથે થવાનું હતું.

બીજો બધો વિધિ પત્યાબાદ પોતાના ભાષણ માટે કુમુદિની બહેન ઊભાં થયાં. લોકોએ એમને તાળીઓના ગડગડાટથી વધાવી લીધાં. કુમુદિની બહેને પોતાનું ભાષણ શરૂ કર્યું.

—"સજ્જનો, અને સન્નારીઓ ! વીણા સ્ટોર જેવી યોજના આજે મૂર્ત થાય છે એ માટે મને હર્ષ થાય છે. અહીંના નગરજનોએ અભિમાન લેવા જેવું છે કે દેશભરમાં આવી અપૂર્વ યોજના એમને આંગણે મૂર્ત સ્વરૂપ ધારણ કરે છે જીવનની દરેક જરૂરિયાત પૂરી કરવાના આ સ્ટોરના

કોડ છે. મારે એક વાત સ્પષ્ટ કરવી જોઇએ કે આ આખી યોજના પાછળનું દૃષ્ટિબિંદુ ગરીબ બહેનોને સ્વાશ્રયી બનાવવાનો અને ફક્ત ગરીબ જનતાને મદદ રૂપ બનવાનો છે. આ સ્ટોર દેશભરમાં જ નહિ, પણ સંસારભરમાં એક અને અદ્વિતીય બની રહે એવી અભિલાષા આપણે સૌએ સેવવી જોઇએ. કારણ કે આ કાર્ય આજે આપણને લાગતી માત્ર બે જ વ્યક્તિઓનું, વિદ્યા બહેન અને મેના બહેનનું જ નથી, પણ અનેકનું છે. આવા કાર્ય માટે તનમન અને ધનથી સંગઠિત થવાની આવશ્યકતા છે. વિદ્યા બહેને આજ લગી એને માટે તનતોડ પ્રયત્નો કર્યા છે. આજે એનું ફળ આપણે જોઈ રહ્યા છીએ. બે બહેનો સાચા હૃદયથી કામ કરી આટલું કાર્ય કરી શકે તો આપણે સૌ તેને સંપૂર્ણ સહકારથી અને આપણું પોતાનું જ કાર્ય સમજી ઉપાડી લઇએ, તો દુનિયાભરમાં આ સ્ટોરને અદ્વિતીય બનાવવો એ કંઈ મુશ્કેલ નથી, આ બે બહેનોનું કાર્ય આજે સૌ બહેનોને જાગૃતિનો સંદેશો આપે છે. આપણે એમની આ જહેમત અંતરથી વધાવી લઇએ." લોકોએ તાળીઓથી કુમુદિની બહેનની વાત વધાવી લીધી. કુમુદિની બહેને આગળ ચલાવ્યું.

"સૌ એમના જેટલી મહેનત લે તો સફળતા દૂર નથી. આપણને મોટી ખોટ અત્યારે સાચા કાર્યકરોની છે. અત્યારે એમની સંખ્યા આંગળીને વેઢે ગણી શકાય એટલી જ છે. કાર્યકરોની સંખ્યા અને જહેમત પર દેશના ભાવિ અને જાહોજલાલીનો આધાર છે. આ બંને બહેનોની યોજના વીણા-સ્ટોરની મર્યાદામાં પૂરી નથી થતી. હજુ એમને ઘણું ઘણું કરવાના મનોરથો છે. બહેનો પાસે જીવનના

અનેક ઉપયોગી કાર્યો કરાવવાની એમની ઉમેદ છે. એમના આદર્શો ઝીલવા અને એમના આવા કાર્યોને અનુકૂળ બની એમને સહકાર આપવો એ આપણી ફરજ છે. મારો સૌ બહેનોને અરજ છે કે નિંદ્રા તજી જાગૃત થાય. આજે આપણી સમક્ષ કાર્યનું મહાન ક્ષેત્ર પથરાયેલું પડયું છે; તેમાં કામે લાગી જઈ દેશની નવરચનામાં સહાય રૂપ થાઓ. અત્યારે મોંઘવારીનો સમય છે. રેશનીંગની રેસમાં આપણને સૌને દોડવું પડે છે. કેટલાય લોકો ભૂખના ભોગ બન્યા છે. એ મૃતાત્માઓ જાણે આપણને પોકારી પોકારીને કહે છે, કે હજી યે જાગો, ઉદ્યમ કરો, સ્વાશ્રયી બનો. નહિ તો અમારા જેવી તમારી યે હાલત થશે. દુનિયામાં કામ કર્યા વગર નિષ્ક્રિય બેસી રહી, મોતનું શરણ સ્વીકારવા કરતાં બહાદુરીથી વધારે કામ કરી મોતને ભેટી લેવું વધારે સારૂં છે. વિદ્યા બહેનની સસ્તા અનાજની યોજના માટે એમને જમીન ખરીદવા પણ માંડી છે. મફત હોસ્પિટલો અને ગામડે ગામડે મફત દવાખાના ઉઘાડવાના એમને કોડ છે. ખેતીવાડીની કોલેજ કાઢવાની એમની યોજના છે. એમની આ નિ:સ્વાર્થ સેવાપરાયણતાને સૌએ પૂરો સહકાર આપવો જ જોઇએ. એમના કાર્યોને વધાવી લો, એમને સહાયરૂપ બનો, બહેનોને ઉદ્યમી બનાવો, અને જગતભરમાં સ્ત્રી કાર્યકરોનો એક નવો યુગ લાવી દરેક જગાએ સુખ, શાંતિ ને સંપ સ્થાપો અને કાર્યકુશળતાના વિજયની યશકલગી ધારણ કરો. આવી સુંદર અને ભવ્ય યોજના માટે વિદ્યા બહેન અને મેના બહેનને હું હાર્દિક અભિનંદન આપું છું. પ્રભુ એમના કાર્યને સફળ બનાવે.

મારે સૌ બહેનોને એક બીજી વિનંતિ કરવાની છે. આ યોજનામાં નાના મોટા કાર્યો માટે અનેક બહેનોની આવશ્યકતા છે. અનુકૂળતાએ થોડા–વધુ જે કંઈ સમય આપી શકાય તે આ યોજનામાં આપવાની ઇચ્છા ધરાવતી બહેનોએ કૃપા કરી એમના નામો નોંધાવી દેવા. આવી આવશ્યકતા માટે હવે મારે વધુ કહેવાનું ન હોય.

છેલ્લે, આટલી ભવ્ય યોજનાનું આવું ભવ્ય ઉદ્‌ઘાટન કરવા માટે મને બોલાવી મારૂં જે સન્માન કર્યું છે તે માટે હું કાર્યકરોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. તથા આ કાર્યમાં મારો પૂરેપૂરો સાથ રહેશે. અસ્તુ.”

તાળીઓના ગડગડાટથી સભામંડપ ગાજી ઊઠયો. બહેનોએ નામ નોંધાવવા માંડયાં. અને તેમ તેમ એ નામો જાહેર પણ થતા ગયા. થોડા જ વખતમાં નામાવલીની સંખ્યા બસો ઉપર પહોંચી ગઈ. આનંદ અને ઉત્સાહના વાતાવરણમાં સભા વિસર્જન થઈ.

४

## સફળતા

વીણા-સ્ટોરે અણધારી સફળતા મેળવી. આટલી કુદકે ને ભૂસકે થતી પ્રગતિ અસાધારણ હતી. વર્ષ એકના ગાળામાં તો લગભગ આખી યોજના ઊગી નીકળી. જો કે યોજના ચાલુ રાખવા અને ધારેલી રીતે વિસ્તારવા હજી ઘણા કાર્યકરો જહેમત, પૈસા અને સમય આવશ્યક હતા. જોકે ચાલુ વિગ્રહને લીધે દેશ પરદેશથી આવેલ અનેક દુ:ખી માનવને અને કામની જરૂરીયાતવાળાઓને વિદ્યા બ્હેન પહેલું કામ આપતા. આ રીતે આ સ્ટોરની પ્રગતિ ઘણી વધતી હતી. વીણા જેના પૈસા પર આ આખું ઊભું થયું હતું. તેના પેસા પાછા આપવાની મેનાને ચટપટી થતી હતી. તેણે વિદ્યાને એક દિવસ એ વિષે વાત કરી. વિદ્યાનો પણ કંઈક એવો જ વિચાર ખરો. તેણે જવાબ આપ્યો. "મને પણ એ વિચાર આવ્યો હતો ખરો."

મેનાને એક વિચાર આવ્યો, તેણે કહ્યું: "વિદ્યા બહેન! આ પૈસા એમને એમ જ વીણાને પાછા આપવા કરતાં સ્ટોરનો વાર્ષિક મેળાવડો ઊજવી કુમુદિની બહેનને હાથે જ પાછા આપીએ તો કેમ ?"

"અરે વાહ!" વિદ્યાને એ વિચાર ઘણો ગમ્યો. "એક વર્ષ થવા આવ્યું તેનો તો મને ખ્યાલ જ નથી રહ્યો. સ્ટોરનું ઉદ્ઘાટન હજી ગઈ કાલે જ થયું હોય એમ લાગે છે."

મેનાને આશ્ચર્ય સાથે આનંદ થયો. તેણે કહ્યું: "વિદ્યા બહેન તમે આટલા બધા કામમાં રહો છો કે દિવસ ક્યાં જાય છે તેનો યે ખ્યાલ નથી રહેતો ?"

"ખરેખર ! મેના બહેન ! કંઈક એવું જ લાગે છે. ભગવાને દિવસ મોટા કર્યા હોત તો કેવું સારું થાત ! કેટલું બધું કામ થઈ શકત !

"વિદ્યા બહેન ! કામ કરનારને આરામ પણ એટલો જ જરૂરી છે એ કેમ ભૂલો છો ? તમારા જેવા કાર્યકરોએ તબિયતનું ખાસ ધ્યાન રાખવું જોઈએ." મેનાને વિદ્યાની ચિંતા થઈ.

"તમને એક વાતનો ખ્યાલ નથી લાગતો. મેના બહેન!" વિદ્યાએ કહ્યું, "સાચા કાર્યકરને આરમ તો કાળ જેવો લાગે. હકીકત એ છે કે માણસને જ્યારે કામ કરવાની ઇચ્છા થાય છે ત્યારે તે કામ કરી શકે છે. તે વખતે તેને રોકવાથી કામ તો અટકે જ છે. પણ એક વાર એ અટક્યા પછી ફરી વૃત્તિ ન થતાં કામ કદી થઈ શકતું નથી. ખૂબ કામ કરવાની આવી વૃત્તિવાળાને તે કરી શકે

તેટલું કામ કરવા દેવું જોઇએ. ખરી વાત તો એ છે કે આપણા દેશમાં કામ કરનારાઓ જ નથી. મોટે ભાગે બેસી રહી મફત ખાવાવાળા, ભીખ માગવાવાળા આપણા દેશમાં ઘણાં મળે છે. કામ ઓછું કરવાથી કજીયા–કંકાસ પણ વધારે થાય છે. નવરા નખોદ વાળે એવું બને છે. જ્યાં રોજ નિયમિત કામ થતું હોય, પ્રમાણ પૂરતું કામનું રોકાણ રહેતું હોય ત્યાં કજિયા–કંકાસને માટે ફૂરસદે ય નથી મળતી. ઉદ્યમી પ્રજા દેશની સંપત્તિ વધારે છે. અને તેમ થતાં પરિણામે દેશ બીજા અનેકોને કામ આપી શકે છે. આમ બેકારીનું નિવારણ અને દેશની સંપત્તિ એકબીજાને આધારે આગળ વધે છે. તનતોડ પ્રયત્ને કરેલું આપણું કામ આજે સફળતાની મશાલ ધરી આગળ વધી રહ્યું છે. ખેતી-વાડીની સારી ઊપજ છે. વીણા–સ્ટોર આટલા ગરીબ લોકો અને ખાસ કરીને બહેનોને લાભકર્તા થવા ઉપરાંત પણ અસાધારણ નફો આપે છે. હવે તો કોલેજની પણ શરૂઆત કરી દીધી છે. દવાખાનાઓનો પણ અનેક ગરીબો લાભ લે છે. આ બધું એકમાંથી અનેક રસ્તે થતી આવકને લઈને થયા કરે છે. આ બધી યોજના પાછળ બીજા અમુક ભેજાં પણ કામ કરી રહ્યાં છે. એ કોણ છે એનો તમને ખ્યાલ છે ? આ બધું એમને જ આભારી છે."

"એમ ! એ વળી કોણ છે ?" મેનાને આશ્ચર્ય થયું. આ કાર્યમાં વિદ્યા બહેન એકલે હાથે જ કામ કરતાં હશે એમ તો એ નહોતી જ માનતી પણ બીજાઓના આવા ભારપૂર્વકના નિર્દેશથી મેનાને કુતૂહલ જાગ્યું: "કોણ છે એ કાર્યકર્તાઓ, મને કહો."

"આટલી સતત મહેનત બહુ ઓછા કરે. દિનેશ અને રમાકાન્તની મહેનત આપણે કદી ભૂલી ન શકીએ. કેટલા યે ગામડાઓને ભૂખમરાથી બચાવવામાં એમનો હાથ છે. હવે તો આપણે પશુપાલનની યોજના પણ અમલમાં મૂકી દીધી છે. માણસ કામ કરવા ધારે તો અનેક રીતે કામ કરી શકે છે. એમનો આદર્શ તો એવો છે કે દેશની ઉન્નતિ એટલી હદ સુધી થવી જોઈએ કે એક માણસ દિવસના એક પૈસામાં પોતાનો નિર્વાહ ચલાવી શકે. દેશની ગરીબી દૂર થાય. ગરીબ અને તવંગર સૌ કામ કરે. ખોટી મોટાઈને સ્થાન જ ન હોય એવા એમના વિચારો છે. આપણી પ્રવૃત્તિઓ પણ એ ધ્યેયને અનુસરતી જ છે

"મને તો આ વિષે કંઈ જ ખબર નથી." મેનાનું આશ્ચર્ય વધી ગયુ, "રમાકાન્તે મને તો કોઈ દિવસ કંઈ કહ્યું જ નથી. કોઈ વાર કંઈ પૂછું તો કહેશે કે હમણાં નવું કામ શરૂં કર્યું છે. તે જવું પડે છે. મને તો એમણે અંધારામાં જ રાખી."

"કેટલાંક કામ પૂરાં થયા પછી જ કહેવાના હોય છે આ કામ પણ એવું જ હતું. પૂરૂં ન થાય ત્યાં સુધી કહીને શું કરે ? તમારા પતિએ તો તમારા કરતાં પણ સ્ત્રી સમાજની વધારે સેવા કરી છે. સ્ત્રી સમાજને વિજયનો મુકુટ પહેરાવે એવી યોજનામાં એમનો ફાળો ઘણો મોટો છે. એ લોકોની જાતજાતની વ્યવસ્થા અને યોજનાઓને લઈને જ આજે સ્વપ્ને પણ કલ્પી ન શકાય તેટલી મૂડી એકઠી થઈ શકી ને આખી યોજના એવી કરી છે કે નફો વધતો જાય, મૂડી,

વધતી જાય, અને એમ થતાં કાર્યનું ક્ષેત્ર વિસ્તાર જ પામતું જાય.” વિદ્યા બહેને વધુ સમજ પાડી.

મેનાને વિદ્યા બહેનની કાર્યદક્ષતા માટે વધુ માન ઊપજ્યું. “વિદ્યા બહેન ! તમે કમાલ કરી હાં ! તમે આ લોકો પાસે કામ લેવામાં જબરી કુનેહ વાપરી. આપણી સરકારને હું ખાસ વિનંતિ કરીશ કે હુન્નર–ઉદ્યોગ વિભાગનું પ્રધાનપદ તમને જ સોંપે.”

“હું પ્રધાન થઈશ તો તમને લોકોને જંપવા નહિ દઉં. કામ, કામ ને કામ. જ્યાં લગી દરેકને રહેવા, ખાવા પીવા ને પહેરવાની સગવડ ન આપી શકું ત્યાં સુધી સૌ પાસે કામ કરાવ્યા જ કરૂં. એક પૈસામાં એક માણસ આખો દિવસ નિર્વાહ કરી શકે એવા દિવસો લાવું. પણ રહેવા દો એ વાત. મારી વાત સાંભળો” વિદ્યાએ કહ્યું.

“હા, હા, તમે દિનેશ અને રમાકાન્ત વિષે કંઈ કહેતા હતા.” મેનાએ વાતનું અનુસંધાન આપ્યું.

“દિનેશને મેં પચાસ હજારના પચાસ લાખ કરવાની વાત હસતાં હસતાં કરી ને મારી યોજનાની રૂપરેખા સંભળાવી, મને મદદ કરવા કહ્યું દેખીતી રીતે મોટી લાગતી છતાં આવા કામ માટે તદ્દન તુચ્છ જેવી લાગતી. આવડી રકમના જોર પર મેં આટલી મોટી યોજનાનો મદાર બાંધ્યો હતો. એ જોઈ એમને હસવું તો આવ્યું; પણ પછી ગંભીરતાથી વિચાર કરતાં એમને પણ પ્રયત્ન કરવા જેવું લાગ્યું. એમણે રમાકાન્તની મદદ લીધી, અને પછી તો શેર, લોન,

સરકારી કામકાજ ને કંઈક ગૂંચવણ ભરી નાનીમોટી યોજનાઓ તૈયાર કરી અમલમાં મૂકી. મૂળ રકમ અનેકગણી વધારી આપી આજે આપણી સમક્ષ પડેલા કાર્યની અત્યારલગીની સફળતા એમને આભારી છે." વિદ્યાએ પોતે કરેલા કામની શરૂઆતનો ખ્યાલ આપ્યો.

"વાહ, વિદ્યા બહેન! ધન્ય છે તમને! આપણે આ બધી વાત વીણાને કહીશું ત્યારે કેટલી રાજી થશે?"

"હાસ્તો! આપણી આ વાત સાંભળી કદાચ એ કંજૂસ પણ ઉદાર બની જશે ને આખી રકમ આપણી યોજનાની પ્રગતિ માટે આપણને પાછી સોંપશે." વિદ્યાને કંઈક આવી આશા હતી.

પણ મેનાને કંઈ આશા નહોતી. તેણે કહ્યું: "એ આશા રહેવા જ દેજો, વિદ્યા બહેન! એ તો ઊલટી કહેશે કે તમે જે કંઈ ઊભું કર્યું છે. ને જે રકમ પેદા કરી છે એ બધી મારી મૂડી પર કરી છે. માટે બધું મને આપી દો. મારા રૂપિયા વડે જ આ બધી કમાણી થઈ છે માટે મને સોંપી દો. એમ કહે તો આપણે શું કરીશું?"

"તો તો ભારે થાય!" વિદ્યા વિમાસણમાં પડી. "પણ એવી શંકા કરવાની કંઈ જરૂર નથી. ચાલ આપણે વીણાને ત્યાં જઈએ તો ખરાં."

બંને તૈયાર થઈ વીણાને ઘેર જવા નીકળ્યાં.

૫

# નિરાશા

વીણાને ઘેર પહોંચતા જ તેમણે કદી ન ધારેલું એવું વાતાવરણ જોયું. છોકરાઓ બા, બા, કરી રડતા હતા. નોકર ચાકર ક્યાં ય દેખાતા ન હતા. ગુલાબચંદ શેઠ ત્યાં હતા. પણ ચહેરો ધૂવાંફૂવાં થયેલો ને કંઈક પડી ગયેલો લાગતો હતો. આ બંનેને ત્યાં જોઈ એ છેડાયા લાગ્યા. એમના મોંમાંથી, "આ બલાઓ વળી અહીં ક્યાં આવી." એટલા શબ્દો નીકળી ગયા. વિદ્યા અને મેનાએ આ સાંભળ્યું, છતાં હિંમત કરીને પૂછ્યું: "વીણા બહેન ક્યાં છે?"

"તમે જ તો બધા એના સાથી છો, ને હવે આમ અજાણ્યા થાઓ છો?" શેઠ ઊકળ્યા. "તમે લોકોએ જ એને નસાડી ને હવે મને પૂછવા આવ્યા છો? હા! કદાચ

ખાત્રી કરવા આવ્યા હશો. કે તમારા વીણા બહેન નાસી શક્યા છે કે નહિ. ”

“ ભાગી ગયાં ? ક્યાં ? ક્યારે ? શા માટે ? ” મેનાના આશ્ચર્ય ને દુઃખનો પાર ન હતો.

આ તમારા નવા જમાનાના કારસ્તાનસ્તો ! સ્ત્રી પ્રવૃત્તિ, સ્ત્રી જાગૃત્તિ, સંગઠ્ઠન વગેરે બહાને સારા માણસના ઘર ભાંગવાના ધંધાસ્તો ! ” શેઠ વધુ ઊકળતા હતા.

વિદ્યાબહેનને લાગ્યું કે આખો પ્રસંગ જાણવા માટે શેઠને ઠંડા પાડવાની જરૂર હતી. તેણે કહ્યું : “ શેઠ, અમે તો ઊલટા વીણાબહેનને વધામણી આપવા આવ્યા હતા. એમના મનની વાતો કે ઘરની વાતો, એમાંથી એકેની અમને કંઈ ખબર નથી. ”

“ હું તમને બધાને બરોબર ઓળખું છું. ” શેઠ એમ ઝટ ઠંડા થાય તેમ ન હતા. “ ગઈ તો મારી ગઈ, તમારે ક્યાં દુઃખ વેઠવાનું છે ? ગુસ્સામાં ને ગુસ્સામાં શેઠ બીજા ખંડમાં ચાલ્યા ગયા. મેનાનું ધ્યાન ચાલ્યા જતા શેઠના હાથમાંથી સરી પડતા કાગળ પર ગયું. શેઠને એનો ખ્યાલ ન હતો. મેનાએ તે ઉપાડી લીધો ને બંનેએ વાંચવા માંડયો. દેવતા,

જીવનભર જેને પરમ પૂનિત દેવતા તરીકે પૂજતી આવી, જેનો એક બોલ પણ ન ઉથાપ્યો, એ દેવતાને મારી પૂજા ન ગમી. દેવતાના મન પર શયતાનની સત્તા જામતી જતી હતી. દેવતા દેવ મટી, દઝાડનારા દેવતા

બન્યા. તમને મારૂં બોલવું, મારૂં કાર્ય, મારી પ્રવૃત્તિઓ નહોતી ગમતી. મારૂં સાન્નિધ્ય સદાય કાંટાની માફક ખૂંચતું લાગતું. મારા જીવનનો એક પણ દિવસ તમે એવો ન રાખ્યો, જે દિવસે તમારી જીભની તરવારના, મારે ભોગ બનવું પડ્યું ન હોય. પાંચ માણસમાં આનંદથી વાત કરૂં તો પણ તમને દ્વેષ થતો કે આટલો આનંદ પણ હું કેમ ભોગવું ? ગમે ત્યાંથી સાચી ખોટી વાતો ખોળી આંખમાંથી આંસુ ન પડાવો ત્યાં સુધી તમને ચેન નહોતું પડતું. કોઈને આવકાર આપ્યો હોય તો એમનું અપમાન કરી, નાકારો કરી, ઘરમાં પત્નીનો તોલ કેટલો છે, એનો ખ્યાલ ન આપો તો તમારી મોટાઈમાં ઊણપ આવતી. હું કોઈને ઘરમાં બોલાવી પણ ન શકું. એવી મારી સ્થિતિ તમે કરી હતી.

અગ્નિની સાખે આપણે કરેલી પ્રતિજ્ઞાઓ સંસારમાં બંનેના સરખા હક્કની હતી. પણ ઘરમાં તો હું તમારી ખરીદેલી મજૂરણથી જરાયે વધારે ન હોતી. નોકરપણ રજા લઈ, બે ચાર માસ નોકરી છોડી ઘેર જઈ આરામ લઈ શકે છે. શાંતિ ભોગવી શકે છે. મારી હાલત તો કોઈ કેદખાનાના કેદી જેવી હતી–કદાચ એથીયે ખરાબ. રાજમહેલ જેવા તમારા બંગલાઓ મારે મન સ્મશાન જેવા હતા. મારે માટે ક્યાંય આનંદ ન હોતો. તમારા વર્ચસ્વનો હાઉ ચોવીસે કલાક મારા મન પર સવાર રહેતો. મારા ઘરને હું મારૂં ગણી શકતી નહિ, કારણ કે મને તેમ માનવા દેવાની અને એ પ્રમાણે વર્તવા દેવાની તમારી મરજી ન હતી. કોઈ વાત યોગ્ય છે કે નહિ, તે વિષે મારાથી એક

શબ્દ પણ ઉચ્ચારી ન શકાય. તમારી ઉમેદ મને એક પૂતળું બનાવી રાખવાની હતી. તે હું સારી પેઠે સમજતી. પણ માણસથી આ પ્રકારના પૂતળા બની શકાતું નથી. અહીં તો મારે મન સંસારને સ્મશાન બંને સરખાં જ છે. તો ઘર છોડી ત્યાં શા માટે ન રહું? ત્યાં તમારી આ જબરજસ્તી તો નહીં જ હોય ને? હું અતિશય કંટાળી છું. આથી વધુ સહન કરવાની મારામાં શક્તિ નથી. હું પાછી ફરવા માગતી નથી. માટે મને શોધવાના નકામા પ્રયત્નો ના કરશો. તમારે બીજા લગ્ન કરવા હોય તો ખુશીથી કરજો. બાળકોની મને ચિન્તા નથી. પરમાત્મા સૌનું કલ્યાણ કરશે. તમે પરમ સુખી થાઓ. એ જ મારા અંતરની ઈચ્છા છે. ઈશ્વર તમને સદ્‌બુદ્ધિ આપો,

લી૦ વીણાના પ્રણામ.

કાગળ પૂરો કરતાં જ મેના જોરથી રડી પડી. તેનો અવાજ સાંભળી ગુલાબચંદ શેઠ બહાર આવ્યા. હવે મેના ઊકળી. સમય અને સ્થળનું ભાન ન રહ્યું. તેણે પોતાનું બધુ દુઃખ ગુલાબચંદ શેઠ પરના ગુસ્સામાં ઠાલવ્યું: "વાહરે શેઠ! મને શું ખબર કે વીણા આટલી દુઃખી હશે! ગરીબ ગાય જેવી વીણાને અમે સૌ લોભણી ને કંજૂસ કહી ચીઢવતાં, પણ એણે કોઈ દિવસ અમને ખબર પણ પડવા નહોતી દીધી કે તેની હાલત એક કેદી કરતાં જરાય સારી ન હતી. તમારા આવા સ્વભાવ અને વર્તનનો અમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. તમારૂં તો મોં જોવામાં પણ પાપ છે. જીવતા માનવી ઉપર આટલું બંધન મૂકતાં,

તેને મૂગા પ્રાણી જેવું બનાવતાં, તમને શરમ ન આવી? તમારૂં મોઢું પણ કોણ જુએ?" થુ થુ, કરતા બંને બહાર નીકળ્યા. પાછળ શેઠના ગુસ્સાભર્યા શબ્દો હવામાં સંભળાયા.

"હરામખોરો, તમને અહીં આવવાનું કોણે કહ્યું હતું?"

બંગલાના દરવાજા પાસે આવી પહોંચતા જ તેમણે બહાર કોઈને ગાતું સાંભળ્યું. વેધક શબ્દોમાં અને દર્દ-ભર્યા અવાજમાં કોઈ ભિખારણ ગાઈ રહી હતી. બંને તેને સાંભળવા ઊભા રહ્યાં. શેઠને કાને પણ આ ગીત પહોંચતું હતું. દયામણું. પણ આકર્ષક સૂરે ગવાતું ગીત સૌનું લક્ષ ખેંચી રહ્યું. શેઠને આ ગીતથી જાણે અંતરમાં ભાલા ભોંકાતા હોય, એવો અનુભવ થયો. પણ તેના પગ ત્યાંથી ખસી ન શકયા.

ભીખારણે આ બંનેને જોયાં અને પોતાના દુઃખનો ઉભરો તેને ખરા સ્વરૂપે ઠાલવ્યો. તેનો અંતરાત્મા દુઃખથી કકળી ઊઠયો હતો. અને અંતરની ગુપ્ત વાત ભર રસ્તે મનની ઈચ્છા ન હોવા છતાં મુખવાટે બહાર પડતી હતી. તેણે મનને વાળવા બહુ પ્રયત્ન કર્યો પણ અંતે આત્માનો વિજય થયો. અને તેણે આશ્રય માટે અંતર વ્યથા ઠાલવી.

દુઃખિયાને આશ્રય આપો, દુઃખિયાને આશ્રય આપો.
દુઃખિયાને આશ્રય આપો.

દુઃખ ભર્યું મમ અંતરમાંહે, મળે નહિં કંઈ દિલાસો
આજ ગલી અને શેરી ભટકું, અંતર જળે અંગારો.
દુઃખિયાને આશ્રય આપો.

દુ:ખિયાને આશ્રય આપો, દુ:ખિયાને આશ્રય આપો.
સત્ય, ધરમ, અગ્નિની સાખે, અર્પ્યું જીવન આ મારૂં.
દેવ ધાર્યા તે દૈત્ય થયા ત્યાં, સુખ ક્યાંથી હું ભાળું.
દુ:ખિયાને આશ્રય આપો.

આંખે જેને હોય પડળ ત્યાં, લાગે બધું અંધારૂં.
કચડાતું, ભંગાતું હૈયું, જીવતર લાગે ખારૂં.
દુ:ખિયાને આશ્રય આપો.

દુ:ખિયાને આશ્રય આપો, દુ:ખિયાને આશ્રય આપો.
શબ્દ બાણુના શર છૂટે ને, હૃદય ઘવાતું મારૂં.
કાળચક્રને નિકટ નિહાળી, ઘર છોડયું મેં પ્યારૂં;
દુ:ખિયાને આશ્રય આપો.
દુ:ખિયાને આશ્રય આપો, દુ:ખિયાને આશ્રય આપો.

ગાતાં ગાતાં ભિખારણે પાસે ઊભેલાં વિદ્યા અને મેનાને કહ્યું. "ત્રણ દિવસની ભૂખી છું. બહેન! કંઈ આપશો? રખડી રઝળીને થાકી છું. ક્યાંય આશ્રય નથી મળતો."

વિદ્યા કંઈક વિચારી રહી હતી. તેણે મેનાને પૂછયુ: "મેના, આપણે આને આશ્રય આપીએ તો?"

"જરૂર," મેના એ કહ્યું, "દુ:ખી સ્ત્રીઓની વહારે ચઢવાનો તો આપણો ધર્મ છે. કંઈ કામ કરે તો આપણે તેને પૂછી જોઈએ:"

વિદ્યા ભિખારણ પાસે ગઈ: "બહેન, તું દુ:ખી દેખાય છે; તારે કંઈ કામ કરવું છે? તું કંઈ કામ કરે તો, અમે તારે માટે આશ્રયની વ્યવસ્થા કરી આપીએ."

"કામ! શું કામ ન કરૂં?" ભિખારણે તૈયારી બતાવી.
"એમ નહિ! ઘણી બહેનો એવી હોય છે જેને કંઈ કામ કરવાની દાનત જ નથી હોતી. વગર મફતનું ખાવું જ એમને ફાવે છે. તેમ કરતાં ભીખ માગવી પડે એ પણ તેમને ગમે છે. એમાં ન્હાનમ ન લાગે, પણ કામ તો ન જ કરે." વિદ્યાએ ખુલાસો કર્યો.

"એ તો બહેન, તમે મારા પરિચયમાં વધારે આવશો ત્યારે જાણી શકશો. હું માત્ર બોલું તેથી શો ફાયદો? તમે મને કામ સોંપી જુઓને, પછી કહેજો." ભિખારણ કોઈ સારા ઘરની હોય એમ લાગ્યું.

"સારૂં," મેનાએ કહ્યું, "તો ચાલ અમારી સાથે." ત્રણે જણ મોટરમાં બેસી ગયા, ને મોટર ચાલી ગઈ.

ઉપર શેઠ આ બધું જોતા ને સાંભળતા હતા. એમને આ બંને સ્ત્રીઓની મૂર્ખતા પર હસવું આવ્યું. રસ્તે જતી ભિખારણને કદી જોયા જાણ્યા વિના આમ આશ્રય અપાય? શેઠને વિચાર કરતાં કરતાં વળી વીણા યાદ આવી. ભિખારણના શબ્દો તેમના કાનમાં ગુંજવા લાગ્યા.

સત્ય, ધરમ, અગ્નિની સાખે, અર્પ્યું જીવન આ મારૂં.
દેવ ધાર્યા તે દૈત્ય થયા ત્યાં, સુખ કયાંથી હું ભાળું.
દુઃખિયાને આશ્રય આપો.

શેઠના વિચાર કંઈક કૂંળા બન્યા. સહાનુભૂતિપૂર્વક શેઠ વિચારવા લાગ્યા. વિચારની ગતિ ઝડપી બની. જૂના દિવસો યાદ આવ્યા. પોતે ગરીબ હતા. થોડું કમાતા, ત્યારે

વીણાને કેમ ખુશ કરવી તેના કોડ કેમ પૂરવા એ જ એમના વિચારોનું કેન્દ્ર હતું. દેવું કરીને પણ વીણા માટે ઘરદાગીના ને ઊંચા વસ્ત્રો લાવવાની પોતાની ઈચ્છાઓ યાદ આવી. દશ દશ વર્ષનું પોતાનું સ્વર્ગસમું લગ્ન જીવન એમને હૈયે ચડયું તેમનો તે વખતનો વાર્તા વિનોદ આજે શબ્દે શબ્દ યાદ આવવા લાગ્યો. કેટલા પ્રેમથી વીણા પોતે રાંધીને તેને ખવડાવતી! બાળકોના કપડા હાથે સીવી લેતી. ભરત, ગૂંથણ. કે હોરાજીની ટોપીઓ ભરી ઘર ખરચને પહોંચી વળવા, થોડી સરખી પણ ઉપયોગી થઈ પડે એવી આવક કરતી; આ બધું તેની નજરે તરવા લાગ્યું. અને આ બીજા દાયકામાં પ્રવેશતાં આજે કેટલો પૈસો હતો! હાય. હાય પૈસો! પૈસા આવવાથી મારા ગૃહસુખમાં આમ ભંગાણ પડશે એ મેં નહોતુ ધાર્યું. બીજો દાયકો ધન કમાવામાં કયાં ચાલ્યો ગયો તે ખબર ન પડી અને ત્રીજો દાયકો શરૂ થયો. ધન કમાયો ને મગજમાં ખુમારી આવી વીણા બુદ્ધિહીન, ગમાર લાગી. તેની વાતો સાંભળવામાં એમનું અભિમાન ઘવાતું, તેની વાતો નકારવામાં, તેનું અપમાન કરવામાં એમનું ગૌરવ વધતું લાગતું. ચાકરડી કરતાં ય તેની સ્થિતિ એમણે ખરાબ કરી. મનમાં ઘમંડ હતું: હું ધનવાન છું એ મારી પત્ની છે. ચાર છોકરા છોડી એ જશે કયાં? છતે પૈસે તેને ગરીબ રાખી રીબાવી. એમની ગરીબીમાં વીણાએ એમને માટે કેટકેટલી રાતના ઉજાગરા વેઠીને મદદ કરી હતી! પણ પૈસો આવતા એ બધી ય વાત ભૂલી ગયો. સાચું સુખ શામાં છે એ ભાન પણ ન રહ્યું. અને પત્નીને ગુલામીની જંજીરમાં

જકડી રાખી. અભિમાનમાં અંધ બનેલો માણસ પોતાના એક ઇશારા પર દુનિયા આખીને નચાવવાના કોડ સેવે છે, તો ઘરની સ્ત્રી તે શી વિસાતમાં? એ પત્ની પતિનો બોલ તો બ્રહ્મવાક્ય સમજી ઝીલવો જોઈએ! તેને સારાસારનો વિવેક બુદ્ધિ હોવી જરાય આવશ્યક નથી. 'હું' એટલે-પતિ એટલે પત્નીના જીવનનું કેન્દ્ર. શેઠને વિચાર થતો હતો: એમના અભિમાને જ એમને આ ફટકો માર્યો હતો એમ લાગવા માંડયું. ધીમે ધીમે આંખો ઊઘડી: પણ તે અતિ મોડી.

લોકોને હજારોની બક્ષિસ અને લાખોનું દાન આપનાર શેઠે પત્નીને પૈસાની છૂટ રહેવા નહોતી દીધી. કારણ કે સ્ત્રીને એવી છૂટ આપવાથી તેને જોઈએ તેવી કીર્તિ મળી શકે નહિ. એ કીર્તિના પડળે શેઠને અંધ બનાવ્યા હતા. પણ આજે હવે ભાન આવતાં એ વાત હ્યામાં શૂળની જેમ ભોંકાતી હતી. બહારની દુનિયા દાનવીર શેઠના આ ગૃહ-પરાક્રમ ક્યાંથી જાણે! ભિખારણના શબ્દો ફરી યાદ આવ્યા.

"આંખે જેને હોય પડળ ત્યાં લાગે બધું અંધારૂં."
કચડાતું ભંગાતું હૈયું, જીવતર લાગે ખારૂં.
દુઃખિયાને આશ્રય આપો.

ખરેખર! ભિખારણ આજ એમની ગુરુ બની હતી. શબ્દે શબ્દે વાક્યે વાક્યે ને સૂરે સૂરે જાણે ભિખારણની વાણી અને કંઠદ્વારા વીણાની ફરિયાદ જ એમની સામે આવતી હતી. આટલી કરુણ સ્થિતિ એણે વીણાની કરી હતી! ભિખારણ એમની આંખો ખોલી રહી હતી. વીણા પણ

આજે આ ભિખારણની જેમ ક્યાંક આશ્રય માગતી રઝળતી હશે ! શેઠને પરસેવો છૂટયો. અરેરે ! કેવી બૂરી દશા કરી મેં ? છાતીમાં ગભરામણ વધવા માંડી. એમને મેના ને વિદ્યાનો ભિખારણ સાથેનો વાર્તાલાપ યાદ આવ્યો. 'તું કામ કરે તો અમે તારા આશ્રયની વ્યવસ્થા કરી આપીએ ! સામાન્ય જેવી સ્ત્રીઓ આટલું કરી શકે, એક ભિખારણને જોઈને પણ દ્રવી શકે, ને પોતે–પોતે–હૈયા સૂનો પોતે–પત્નીની દશા એ ભિખારણ કરતાં પણ ખરાબ થઈ ત્યાં સુધી જોઈ ન શક્યો, તો ભિખારણ માટે તો સહાનુભૂતિ ક્યાંથી લાવે ? શેઠ હવે વધુ વિચારી ન શક્યા. વિચારણાઓ અને દુઃખ આપતી જૂની સુખની સ્મૃતિઓએ તેમના મગજ પર એકી સાથે હુમલો કર્યો. શેઠ માટે આ અસહ્ય હતું. શેઠ ભાન ગુમાવી બેશુદ્ધ થઈ, જમીન પર પડયા. અવાજ સાંભળી ઘરના સૌ નોકર દોડી આવ્યા અને શેઠને પલંગ પર સુવડાવી ડોકટરને બોલાવી તેમની સારવાર કરવા લાગ્યા.

૬

# પ્રભુનું ઘર

વીણા સ્ટોરમાં ગરીબ બહેનો માટેના નિવાસમાં પેલી ભિખારણને રાખી હતી. બીજે દિવસે વિદ્યા ને મેના ત્યાં પહોંચ્યા. એના દરવાજા પાસે પહોંચતાં જ એમને મીઠા સૂરે ગવાતું ભક્તિરસથી નીતરતું ગીત સંભળાયું.

પશુપત ગિરજાપત હર શંકર,
અર્ધાંગે વામદેવ, મહાદેવ ગંગાધર શિવપિનાકી;
રાંક ઉપર કરો કૃપા દૃષ્ટિ, કર કમળ આ જોડી,
વંદુ શીવ સહિત ભવાની, પશુપત ગિરજાપત હરશંકર.

વિદ્યા અને મેના સાંભળતાં જ બહાર ઊભાં ભજન પૂરું થતાં શબ્દો સંભળાયાં. 'પ્રભુ અંતરના મેલ હરજો, કરુણા દૃષ્ટિ કરી છે તો તે નિભાવવાનું બળ–શક્તિ–ભક્તિ

આપજો. ભીલમાલિક પિતાના હૈયેથી પુત્રીનુ વિસ્મરણ કરાવજો, દેવ !'

વિદ્યાએ દરવાજો ખખડાવતાં એ દરવાજો ઉઘાડી બહાર આવી. આ બંનેને જોઈને તેણે આનંદથી સત્કાર્યાં. ને અંદર લઈ જઈ બેસાડયાં. વિદ્યાએ પ્રશ્ન કર્યો: "રૂપા, તને અહીં કેમ લાગે છે ?"

"મને અહીં શું દુ:ખ છે ? તમે માવતર જેવા, તમારી પ્રભુતા જોતાં ધરાઇએ એમ નથી. હું અહીં ખૂબ સુખી છું. આતો પ્રભુનું ઘર છે અહીં પરમ શાંતિ છે. રૂપાએ જવાબ આપ્યો.

મેનાને એનું જીવન જાણવાની ઉત્કંઠા હતી. તેણે પૂછ્યું. "રૂપા, તારી વાતો પરથી તું કોઈ ગૃહસ્થ કુટુંબની લાગે છે. તને વાંધો ન હોય તો અમને તારી વાત કહે. તારે જ્યાં જવું હશે ત્યાં જવાની અમે તને સગવડ કરી આપીશું."

"મારે તો કયાંય જવું નથી." રૂપાએ કહ્યું. "મારે તો અહીં રહી કામ કરવું છે. ને તમને સંતોષ આપવો છે. તમારે મારી વાત જાણવાની ઇચ્છા હોય તો હવે અહીં રહ્યા પછી તે તમારાથી છુપાવવાનું કારણ નથી. 'ધરમ કરતાં ધાડ આવી.' એવું મારા જીવનમાં બન્યું છે. પૂણ્યના બદલામાં આવા પાપના ફળ મળે એ જોઈ મારૂં હૃદય કંપી ઊઠે છે. તેણે મેના અને વિદ્યા સામે જોયું. બંને પોતાનું જીવન જાણવા ઉત્સુક છે એ જોઈ તેણે વાત શરૂ કરી.

૭

# લેણદેણના સંબંધ ત્રુટ્યા

"બહેન ! સંસાર એટલે સુખ, દુઃખ જોવા જ આવ્યા હોઈએ એમ આજે અનુભવું છું. મારા લગ્નને પાંચ વર્ષ થયાં. ઘેર બે બાળકો છે. મારા વરને સટ્ટાની બૂરી આદત હતી. સટ્ટામાં જ તેણે મારૂં બધું જર-ઝવેરાત હોમી દીધું. તે વિષે મેં કદી ઉચ્ચાર સરખો કર્યો ન હતો. ભાગ્યમાં હશે તો ફરી મળી રહેશે, એમ માની સંતોષથી હું બેસી રહી. પણ વાત એટલેથી જ ન અટકી. મારા પિતા પૈસા-વાળા એટલે મારા વરે મને હેરાન કરવી શરૂ કરી. આજે 'આટલા લાવ' કાલે 'આટલા લાવ.' એમ રોજ થવા માંડયું. મારા પર દબાણ વધતું ગયું. આખરે એમણે એક દિવસ કહ્યું: "તારા બાપને ત્યાં જઈ આપણા ઘર ખર્ચ માટે મહિને રૂપિયા બસો મળે એવી ગોઠવણ કર." મેં વિરોધ કરતાં તેણે મને ખૂબ માર માર્યો. પિતાજીને આ

વાતની જાણ થઈ. હું દુઃખી ન થાઉં તે માટે એમણે મહિને બસો રૂપિયા આપવાનું પણ કબૂલ્યું. સારે નસીબે થોડા મહિનાઓમાં જ મારા વરને સટ્ટામાં કમાણી થવા માંડી. થોડા વખતમાં તો એમણે ખૂબ ધન એકઠું કર્યું.

એક વાર મારા વરે કાશીની જાત્રાએ જવાનો પોતાનો વિચાર જણાવ્યો. હું, મારો વર, એમનો મિત્ર અને મિત્રની પત્ની. અને બાળકો સાથે નીકળ્યા, કાશીની જાત્રા કરવા.

રસ્તે મેં મારા પતિ અને મિત્ર પત્ની વચ્ચે કંઈક અસ્પષ્ટ, ન સમજી શકાય એવા ચાળા જોયા, પણ હું મુંગી રહી, કાશી પહોંચ્યા. બધો સામાન ઊતરતો હતો, એટલે હું છોકરા સંભાળી ઊભી રહી. પેલા મિત્રની પત્ની અનેમારા વરની આંખો ક્યારની કંઈક સંતલસ કરતી હોય એમ લાગ્યા કરતું હતું. મેં તેને કહ્યું–બ્હેન આપણો સામાન બરોબર ગણી લેજો. આ બાબો મને અહીં ઊભવા નથી દેતો, તેથી હું જાઉં છું. મારી વાત એ બહેને સાંભળી કે નહિ તે કોણ જાણે ? ને સાંભળી હોય તો કંઈ સમજી કે નહિ તે ઈશ્વર જાણે એની આંખો તો મારા વર પ્રત્યે જ ચોંટેલી હતી. કમનસીબે એની જ પેટી ખોવાઈ ગઈ અને ઘેર આવતાં આ વાતની ખબર પડી. હું કંઈ કહું તે પહેલાં તો મારા વરે મારા પર ગાળોનો વરસાદ વરસાવ્યો. મેં કહ્યું બાબો કજીયે ચડયો હતો. તેથી મારે જવું પડયું પણ એણે એની પેટીનું ધ્યાન રાખવું જોઈએ ને ? હું તો એને કહીને ગઈ હતી ! ને એની પેટીનું એ ધ્યાન પણ ન રાખી શકે ?

ધણીનો ગુસ્સો હાથથી ગયો ને પેલીનાં દેખતાં જ

અને બે ચાર ફટકાવી દીધી. તે ક્ષણથી જ મેં અન્ન પાણી હરામ કર્યું. જેમ જેમ હું સહન કરતી ગઈ તેમ તેમ એ બંને મારા પર જુલમ વધારતા ગયા. તેઓ ત્રણે જણા એક થઈ ગયા હતા. ને પેલા બહેન તો મારા ધણીજીનાં હૈયામાં પેસી ગયા હોય એમ લાગ્યું. હું આ સહી ન શકી. અને કાશીવિશ્વનાથનું સ્મરણ કરી રાતના પોબારા ગણ્યા. મારી પાસે માત્ર અગીયાર રૂપિયા હતા તે લઈ ત્યાંથી સીધી અહીં આવી. સંકટ વેઠતાં વેઠતાં ભટકવા લાગી. આજ લાંબે સમયે તમે મળી ગયા ને મારી લાજ રાખી.

વાત કરતાં કરતાં રૂપાનું હૈયું ભરાઈ આવ્યું. એ ધ્રુસકે ધ્રુસકે રડી પડી. વિદ્યા અને મેનાએ તેને સાંત્વન આપ્યું. અને તેને તેના પિતાને ત્યાં પહોંચાડવાનું કહ્યું, પણ રૂપાએ તે ન સ્વીકાર્યું. કાયદાનો આશ્રય લઈ તેનો વર તેને ત્યાંથી પણ લઈ જાય તેમ હતું. રૂપા એ માટે તયાર ન હતી. વિદ્યાને મેનાએ તેને ત્યાં જ રહેવા ખાવાની સગવડ કરી આપી અને તેને કાંતણ વિભાગમાં કામ સોંપ્યું.

## ૮

# વીણાની શોધમાં

દિવસ પર દિવસ પસાર થતા ગયા. વીણાનો કંઈ પત્તો ન હતો. મેનાએ અને વિદ્યાએ આખા વર્ષ દરમ્યાન વીણાને શોધવા ખૂબ ખૂબ પ્રયત્ન કર્યા પણ સફળ ન થયા. એક દિવસ બંને વાતો કરતાં બેઠાં હતાં ને વીણા વિષે ચર્ચા થઈ. વિદ્યાએ કહ્યું: વીણાનો વિચાર આવતાં જ મનમાં એક જાતની ઉંડી ગ્લાની થઈ આવે છે. એ આખી બીના હજુ મારી નજર સામેથી ખસતી નથી. આપણે એને મળી શકીએ તો એની રકમ આપીને કે એ રકમનું નિયમિત વ્યાજ આપીને એને આર્થિક મુશ્કેલીમાંથી તો જરૂર ઉગારી શકીએ પણ એને શોધવી ક્યાં ?

મોઢા પરથી તો વીણા કદી આટલી દુઃખી નહોતી દેખાઈ મેનાએ કહ્યું: " મોટે ભાગે આપણા હિન્દુ સમાજની

સ્રીઓ આવાં જીવન જીવતી હોય છે. પછી ભલે તેઓ ભણેલ હોય કે અભણ હોય એમ, એ, કે બી. એ. હોય પણ સ્રીના હાલ તો મ્હોટે ભાગે આવા જ હોય છે કોઈ વાર તેઓ દિલ ખોલીને કોઈને વાત કરે તોયે કંઈ ઉપાય કરી શકાય. આપણી સ્રીઓ તો દુઃખને ગુપ્ત રાખવામાં પોતાનું ઊંચું માનસ સમજે છે ને પતિને દેવ, દેવ, કરી પૂજે છે. ઘણીએ વાર માણસને અનુચિત બહુમાન આપવાથી માન આપનાર અક્કલવિહોણો ગણાય છે. તેનો આ જીવતો દાખલો છે. દુઃખને વધુ સંતાડવાથી તે મોતનું કારણ બને છે. ખોટી સત્તા સહન કરવી એ પણ પાપ છે."

"વીણા દિલ ખોલીને વાત કરી શકે એવી તેની એકે બહેનપણી નહોતી ?" વિદ્યાને વિચાર આવ્યો: "તેની એવી બહેનપણી હોય એનો ખ્યાલ આવે છે? હજી એક વાર વધારે વિચાર કરી જુઓને ?

"હા, એક એવી હતી ખરી, નીલમને હું ઘણીવાર એની સાથે કલાકો સુધી વાતો કરતી જોતી." અત્યારે જ તે યાદ આવ્યું અને કહ્યું: "ત્યારે ચાલો, આપણે નીલમને ત્યાં જ તપાસ કરીએ, સાથે પેલો ચેક લઈ લેજો. એટલે ખાત્રી કરાવી શકાય. મેનાએ મુખ્ય વસ્તુની યાદ આપી.

બંને નીલમને ત્યાં જવા નીકળ્યાં. તેને ઘેર પહોંચતાં ઘરની અંદર ઘાંટાઘાંટ સંભળાઈ. દુર્ગાપ્રસાદ ઊંચે સાદે બોલી રહ્યા હતા. વિદ્યા ને મેના તો આભા બની ગયાં. અને એક તરફ ઉભા રહ્યા. ને સાંભળવા લાગ્યાં. વિદ્યાએ ધીમેથી મેનાના કાનમાં કહ્યું: "આપણા હિન્દુ સંસારમાં ઘેર ઘેર આવું જ

હશે ? ક્યાંય સંપ, શાન્તિ કે મિત્ર ભાવના નથી દેખાતી." મેનાએ આસ્તેથી વિદ્યાનો હાથ દબાવી તેને ચાલતી વાત સાંભળવા સૂચન કર્યું.

"મેં તને હજાર વાર કહ્યું હશે કે ખરચ પર કાબુ રાખ. ખોટો ખરચ કરી મને કરજના ખાડામાં ન ધકેલ પણ તારા ધ્યાનમાં કંઈ આવતું જ નથી." નીલમનાં પતિ દુર્ગાપ્રસાદનો અવાજ સંભળાયો.

"દેવું કંઈ મારા ખરચથી નથી થતું." નીલમનો અવાજ સંભળાયો. તમે રોજ મિત્રો સાથે નાટક, સિનેમા અને રેસ્ટોરાંમાં જાવ છો. રેસ રમવા જાવ છો આ બધા ખરચ વધારાના નથી? ખોટા નથી? કરજનાં ખાડામાં પડવાનાં કારણો નથી ?" નીલમનો સ્વભાવ ખોટી બળ જબરી સહન કરવાનો નહોતો એ વિદ્યાએ અને મેનાએ જાણ્યું.

"તું તો ગધેડી છે, ગધેડી ! દુર્ગાપ્રસાદ બોલ્યા. હું કમાઉં છું અને ખરચું છું તેમાં તને શી અદેખાઈ આવી. તારી પાસે તો નથી માંગતોને ? બૈરાની બુદ્ધિ પાનીએ તે આનું નામ. તારી પાસે શાંતિ ન મળે તો દોસ્તાદારો ન શોધીએ તો શું કરીએ ?"

"શાંતિ તો મેળવવી હોય તો મળેને ? જ્યાં ત્યાંથી છિદ્રો શોધવાની મનોવૃત્તિને પોષ્યા કરો તો મનને શાંતિ ક્યાંથી મળે. તમારા આવા દોસ્તાદારોને છોડશો નહિં તો કરજમાંથી કદી ઊંચા નહિ આવો. હુંજ તમને ભાર રૂપ લાગતી હોઉં તો તમારા રસ્તામાં આડે નહિ આવું. હું

મારે મારૂં ફોડી લઈશ. લ્યો સંભાળો તમારૂં આ ઘર." નીલમનાં ધ્રૂસકાં સંભળાતાં હતાં.

"લ્યો ચાલો, આ કાઢી તરવાર ને મંડયા વીંઝવા. રણુચંડીઓને બીજું આવડે પણ શું? આંસુ સરશે તો મોતી નહિં પાકે કે મને કામ લાગે. મારે કામ પર જવાનો વખત ને તારે રડવાનો વખત એટલે મારૂં કામકાજ કંઈ પાર ઊતરે નહિં ને આખો દિવસ બગડે એ નફામાં, એ શબ્દો કહ્યા હોય તો સાંભળવા નહિં ને તડાતડ જીભ ચલાવે રાખવી. એટલું જ કહ્યું હોત કે સારૂં હવે ધ્યાન રાખીશ, ઓછો ખરચ કરીશ. તેને બદલે આટલું લાબું ભાષણ કરવા બેઠી ને આંસુ તો મિનિટે મિનિટે આવે."

"પણ મારો વાંક હોય તો ને? ખરચ તમે વધારો ને દોષ મારા પર મૂકો છો. બે માણુસને માંડ ચાર પાલી અનાજ જોઈએ તેમાં એવડું મોટું દેવું તે કયાંથી થાય?" નીલમે સાચી બાજુ રજૂ કરી.

લે, ચાલ, હવે હસ જોઈએ. તને રડતી જોવી જરા પણ નથી ગમતી. ચાલ નિરાંતે જમી લેજે હોં. હું જાઉં છું." દુર્ગાપ્રસાદ ઠેકાણે આવ્યા.

વિદ્યા ને મેના આ સાંભળી હસ્યા. વિદ્યાએ કહ્યું: "પોતાનો હાથ ઉપર રાખી પ્રેમ દેખાડયો. જોઈ આ પુરુષોની જાત! જવાનું નામ સાંભળી કેવી વાત ફેરવી. વાહ રે શેર, સિંહ જેવા જ શોભો છો ને શું? મને તો આ બાયલાને તમાચા ચોડવાનું મન થાય છે.

પણ ઉછીના કજીયા કોણ લે! ને હજી વીણાની તપાસ તો બાકી જ રહી છે. બંને જણને તરત અંદર જવું ઠીક ન લાગ્યું. નીલમને સ્વસ્થ થવા દેવા માટે સમયની જરૂર હતી. ત્યાં અચાનક અંદરથી ગીતનાં સૂર આવ્યા, અને બંને આશ્ચર્યમાં પડયા. અને ધ્યાન દઈ સાંભળવા લાગ્યા.

પગે ઘુઘરી બાંધી મીરાં ના...ચી
પગે ઘુઘરી બાંધી મીરાં ના...ચી

મીઠી સૂર લહરીઓ સાથે કરતાલનો પણ અવાજ સંભળાતો હતો. ગીત આગળ ચાલ્યું.

રા....ચી મદમાતી
પગે ઘુઘરી બાંધી મીરાં ના....ચી.
આજ નાચું હું તારી સનમુખ
ભીડ ભજન ભીડ ભાંગો
રાચું નાચું રીઝતું તુજને કૃપા દૃષ્ટી વરસાવો
પગે ઘુઘરી બાંધી મીરાં ના....ચી
રા....ચી મદમાતી પગે ઘૂઘરી બાંધી મીરાં ના....ચી.

બેચાર પલટા આમતેમ લેવાયા અને ગીત બદલાયું. રાગ બદલાયો. સૂર પણ પલટાયો. અને બીજુ ગીત સંભળાયું.

મારી હૂંડી સ્વીકારો મહારાજ રે
શામળા ગિરધારી
હરિ રાખો અમારી લાજરે.......શામળા ગિરધારી
શામળાનું રૂપ ધર્યું ને પહોંચ્યા દ્વારકા માંય
નરસિંહની હૂંડી ગૃહી તેમ કરજો મારી સ્હાય

મ્હારી હુંડી સ્વીકારો મ્હારાજ રે શામળા ગિરધારી
આજ રાખો એક સ્ત્રીની લાજ રે....શામળા ગિરધારી

મેના અને વિદ્યા ને નીલમ લાગણી પ્રધાન સ્વભાવની લાગી. મેના ને વિદ્યાએ અંદર પ્રવેશ કર્યો. નીલમ પ્રભુને ચરણે મસ્તક મૂકી નમસ્કાર કરી રહી હતી. વિદ્યાએ ધીમેથી મેનાના કાનમાં કહ્યું: "નીલમ ભારે ભીડમાં હોય એમ લાગે છે. આપણે એની સાથે વાત કરીએ, એને મદદ કરવી જોઈએ"

નીલમે થોડી વારે ઊંચું જોયું. અણધાર્યા આ બન્નેને આવેલા જોઈ તેને ખૂબ આશ્ચર્ય થયું. "અરે મેનાબહેન! અત્યારે! આવો બેસો. નીલમે આંખમાં આવેલાં આંસુ લૂંછી નાખ્યાં.

"કેમ કંઈ તબિયત સારી નથી?" મેનાએ એના મોં તરફ જોઈ પૂછયું.

"હા, જુઓને શરદી થઈ છે. જયારે જુઓ ત્યારે હાજર; લેવાએ જવું ન પડે. બોલો આજે મારું શું કામ પડયું?' ને આ બહેનનો પરિચય આપશો?" નીલમે વિદ્યાનો નિર્દેષ કર્યો.

"આ બહેનનું નામ વિદ્યા બહેન છે." મેનાએ પરિચય આપવા માંડયો. "સ્ત્રી સમાજના એક પ્રખર કાર્યકર છે. એમની યોજનામાં આજ હજારો બહેનો કામ કરે છે ને રોજી મેળવે છે. દુ:ખી બહેનોને સહાય કરવી એ એમનો જીવનમંત્ર છે."

"તમારા પરિચયથી હું ઘણી ખુશ થઈ છું. બોલો મારે લાયક શું ફરમાવો છો ?" નીલમ મુદ્દા પર આવી.

"અમારે વીણા બહેનનું ખાસ કામ પડ્યું છે. તમે અમારી સાથે એમને મળવા આવશો ?" વીણા વિષે બનેલા બનાવની જાણે જરાએ ખબર ન હોય એવો વિદ્યાએ દેખાવ કર્યો.

"હા. ચાલોને ! મારે શો વાંધો હોય ?" નીલમે જરા પણ અચકાયા વગર કહ્યું.

વિદ્યા વિમાસણમાં પડી. એમણે ધારેલો પાસો સવળો ન પડ્યો. નીલમ કંઈ જ જાણતી ન લાગી. મેનાએ વાત ફેરવી. તેણે નીલમને કહ્યું "જુઓ નીલમ બહેન, તમે અમારાંએ નિકટનાં અને વીણા બહેનનાં ખાસ બહેનપણી, એટલે તમને કહેવામાં વાંધો નહિ." મેનાએ ઈનામી બોંડની વાત કરી. વીણા સ્ટોર વગેરે પ્રવૃત્તિઓનો જરા પણ નિર્દેશ ન કર્યો ને કહ્યું : "એ ઈનામી રકમ વીણા બહેનને મારે પાછી આપવી છે, મનમાં થયું એ જણ સાથે હોય તો સારૂં એટલે તમને સાથે લેવા આવી છું"

નીલમનું હૃદય આનંદથી ઊછળી રહ્યું આવેશ એટલો વધી ગયો કે, તે નાચવા ને ગાવા લાગી. તે ભૂલી ગઈ કે, વિદ્યા ને મેના તેનાં અંગત સ્વજન નથી. તેણે લલકાર્યું;

"મારી હુંડી સ્વીકારી મહારાજ રે શામળા ગિરધારી" ગાતાં ગાતાં તે એટલું બધું નાચી કે, તે પડી જશે અને મૂર્છા આવી જશે એવું લાગ્યું. મેના ને વિદ્યા નીલમના આ

ફેરફારો આશ્ચર્ય સહિત જોઈ રહ્યાં. આખરે નીલમ થાકી અને બેસતાં બેસતાં મેનાને મા જણી બહેન માફક ભેટી પડી અને રડવા લાગી. નીલમે સ્વસ્થ થતાં પૂછયું. "પચ્ચાસ હજાર રૂપીઆ! ખરેખર?"

"હા, જુઓ, આ એના નામનો ચેક છે. પણ એની સહી વિના પૈસા મળી નહિ શકે. એટલું જ નહિ પણ અમે આ ચેક તેને કોઇ જે. પી. ની સમક્ષમાં સોંપવા માગીએ છીએ."

"તમે એને પચ્ચાસ હજાર રૂપીઆ આપશો? એના વરે તો એને મહીને પચ્ચાસ પણ નહોતા આપ્યા. છોકરાંને દાળિયા, મમરા માટે પૈસો યે નહોતો આપતો. અને વીણા માટે કપડાં તેના બાપને ત્યાંથો આવતાં અને ઘણીવાર તે ફાટેલાં કપડાં પહેરતી. છોકરાંઓનાં કપડાં પણ તેના બાપને ત્યાંથી આવતાં, અને શેઠ કહેવાય અબજપતિ!" નીલમ ગુસ્સામાં આવી ગઇ અને તેના ઘરની ગુપ્ત વાત કહી દીધી.

"ખરેખર! એના વર પાસે અબજ રૂપીઆ હશે?" મેનાએ પૂછયું.

"સોનાની પાટોથી તિજોરી ફાટફાટ થાય છે. નોટોના થોકડાનાં ગંજ ખડકાયા છે. પણ વીણાને એ જોવા મળે નહિ. તિજોરીની ચાવી કદી વીણાને સોંપે જ નહિ, ને પાક્કો મારવાડી!" નીલમે જવાબ આપ્યો.

"ત્યારે તમને શી રીતે ખબર પડી કે, એની પાસે આટલા પૈસા ને સોનું છે?" વિદ્યાને જાણવાનું મન થયું.

"બજારમાં વાતો તો થાય ને! મારા વરે મને એ વિષે વાત કરી હતી. આ બાબત વીણા કંઈ જાણતી ન હતી. એને મેં વાતવાતમાં પૂછ્યું પણ એણે કહ્યું કે, 'જે ચીજ મારા ઉપયોગની ન હોય તેના વિષે જાણીને પણ શું કામ છે? જાણ્યું ન જાણ્યું બધું મારે માટે સરખું જ છે.' આવી તો વીણાની દુઃખ ભરી ઘણીયે વાતો છે." વાત કરતાં કરતાં નીલમ રડી પડી. વળી નીલમે વાત ફેરવી. "પણ તમે મને બનાવતાં તો નથી ને? ખરેખર તમે એને પચ્ચાસ હજાર રૂપીઆ આપવા માગો છો? જો, જો, હાં, છેતરવાનો જરાએ પ્રયત્ન કર્યો છે, તો મારા જેવી કોઈ એ ભૂંડી નથી યાદ રાખજો." નીલમ આવેશમાં ઊઠી અને પોતાના રક્ષણ માટે હંમેશાં પાસે રાખતી કટાર લઈ આવી. અને તે બંનેની છાતી સામે ધરી અને બોલી; "આને હાથમાં લ્યો, અને ઈશ્વરના સોગંદ ખાઈ કહો કે, તમે વીણાને બેવફા નહિ બનો. જો મારી સાથે દગો રમશો તો આ કટારનો ભોગ બનતા વાર નહિ લાગે."

મેના, વિદ્યાએ તેને ખાત્રી કરાવવા પ્રયત્ન કર્યો. નીલમે કહ્યું "આવું ઘણું કહી શકાય એ હું સમજું છું. એના વરનું તો આ તર્કટ નથી ને?" નીલમની વાત છેક પાયા વગરની હતી એમ પણ શી રીતે કહી શકાય? અત્યાર સુધીનો એના વિષેનો અનુભવ હતો કે, ગુલાબચંદ શેઠ એ પણ કરી શકે એવા હતા.

મેના ને વિદ્યાએ તેને અનેક રીતે ખાત્રી કરાવી કે, વીણાને મળવાનો એમનો આશય નિઃસ્વાર્થ હતો. ઊલટા

એ લોકો તો વીણાને સહાયરૂપ થવા માગતાં હતાં. આ સાંભળી નીલમ મેનાના ખોળામાં માથું મૂકી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. વિદ્યા ને મેનાની આંખમાં પણ પાણી આવ્યાં. છેવટે મેનાએ કહ્યું "નીલમ બહેન, આ ખુશ ખબરથી તો તમારે હસવું જોઈએ, તેને બદલે તમે રડો છો! વીણા તો તમારી ખાસ બહેનપણી હતી. બોલો એનું શું થયું છે? એ અમને કહો."

"હિંદુ સ્ત્રીઓનાં હાસ્ય તો હણાઈ ગયાં છે બહેન." નીલમે વાત શરૂ કરી, "મારાં આંસુ તો હર્ષનાં છે. ઈશ્વરે આજ મારી વાત સાંભળી ને તમને મોકલી આપ્યાં. 'નિર્ધનકે ધન રામ' તે આનું નામ. વીણા બહેનની શી વાત કરૂં? 'ઉપરસે તો અચ્છી બની, ભીત્તરકી રામ જાને' એવી એની સ્થિતિ હતી. આજે એ એના ધણીથી જૂદી રહે છે. હિંદના મદાંધો સમજી નથી શકતા કે, પોતાના નંદનવન સમા પવિત્રતાની કૂણી કૂંપળે લહેરાતા રમણીય ઘરસંસારને તેઓ વિના કારણે પોતાને હાથે જ ઉજ્જડ બનાવે છે. તેઓ સમજતા નથી કે, પોતાના સુખ સૂર્યના પોતે જ રાહુ બને છે. વીણાની વાત જાણ્યા પછી હિંદના આ હીરાઓ ઉપર તમને પણ તિરસ્કાર છૂટશે. પોતાને હાથે પોતાની ડાળ કાપનાર એ મૂર્ખાઓનાં નામ માત્રના નિર્દેશથી પણ ઘૃણા છૂટશે. વીણા બહેનનાં દુઃખને આંટી દે એવી દુઃખી સ્ત્રીઓને પણ મેં જોઈ જાણી છે. જે દેશમાં સ્ત્રીઓના દુઃખની વાત કોઈ સાંભળે નહિ, નિર્દોષને આશ્રય આપે નહિ, સ્ત્રીઓને સન્માને નહિ, એ દેશની આબાદી

ક્યાંથી ટકી શકે ? તમે ખરે જ જો વીણાને મદદ કરશો તો હું પણ તમારી અત્યંત ઋણી રહીશ. મારાથી બનતી સર્વ સહાય કરીશ. પણ તેમ નહિ હોય તો...........ખરૂં કહું છું. આનું પરિણામ સારૂ નહિ આવે." નીલમ ફરી શંકાશીલ બની. અને તેની તેજદાર કટાર સામે ટીકી ટીકી જોવા લાગી. વળી તે બોલી, " શું આ રૂપીઆ મેના બહેનને આપવાનાં છે ? આ માની શકાય એવી વાત નથી એટલે જ હું ફેરવી ફેરવીને પૂછું છું. "

" નીલમ બહેન તમારે શંકા રાખવાનું કંઈ કારણ નથી. સાચી વાત એ છે કે, "–કહી તેને વીણા સ્ટોર પર વીણાના પ્રેમને લીધે જે એ નામ લગાડયું છે તેની ખાત્રી કરાવી અને તે વિષેની બધી વાત તેને લંબાણથી કહી. વીણાને ત્યાં તેઓ ગયાં હતાં અને એક વર્ષ થયાં વીણાને પૈસાની મદદ કરવા તેની તપાસ કરી રહયાં છે એ જણાવ્યું અને ઉમેર્યું કે, "આપવાના રૂપીઆ પચાસ હજાર નહિ પણ એક લાખ છે. આ ચિઠ્ઠી વાંચી જુઓ." વિદ્યાએ ખાત્રી કરાવવા તેને ચેક આપ્યો. નીલમે ચેક લીધો અને વાંચી ગઈ. હવે તેને ખાત્રી થઇ. તે બંનેને ભેટી પડી. અને આનંદમાં આવતાં બંનેને એક હાથમાં ઉપાડી ખૂબ કુદડી ફરવા લાગી. મેના અને વિદ્યા તેને પ્રેમથી ભેટી પડયાં અને બોલ્યાં :

" નીલમ બહેન, તમારા વીણા બહેન પ્રત્યેના પ્રેમમાં પ્રભુતા વસે છે. તમે સાચા ઉમદા સ્વભાવનાં છો. તમારા પ્રેમ વડે જ અમે અહીં સુધી ખેંચાઈ આવ્યાં છીએ હવે

તો તમને અમારા પર વિશ્વાસ આવશે ને? હવે કહેશો કે, વીણા બહેન કયાં છે?"

"તમે મારી પાસેથી એમ વાત નહિ કઢાવી શકો" નીલમ બોલી "હું વચનથી બંધાએલી છું. એટલે તમને કંઈ જ કહી ન શકું."

"તમારા વર આ વાત જાણે છે?" મેનાએ પૂછયું. ના રે, "એમ તે કંઈ વાત થાય? ગમે તેમ પણ એ પુરુષ! પોતાની સ્ત્રી સાથે ઐકયતા સાધતા એમને નાનમ લાગે. એવું એમનું વર્તન હોય ત્યાં આવી ખાનગી વાત કેમ થાય?" નીલમે અંતરપટ રાખ્યા વગર સાચી વાત કહી. "ત્યારે વીણા બહેનને ઘર છોડવાની સલાહ કોણે આપી? તમે?" વિદ્યા એ બધું જાણવા માગતી હતી.

"ના, ના, હું એવી સલાહ આપું એવી નાદાન નથી. મારૂં કામ કોઈનું ઘર ભાંગવાનું નથી. છતાં પુરુષોની આવા પ્રકારની બળજબરી મને નથી ગમતી જો પુરુષો પોતાની સ્ત્રીથી અળગા રહેવા જ માગતા હોય તો, ભલે રહે બે હાથ વગર કદી તાળી નથી પડતી. એટલે પછી એકલે હાથે સંપ કયાંથી રહે? પુરુષો અભિમાનમાં મસ્ત હોય ત્યાં એકલી સ્ત્રીઓ શું કરી શકે? માણસ પણ અંતે માણસ જ છે. એની સહન કરવાની પણ હદ હોય છે. મશીન જેવું મશીન પણ વધારે બોજો કે ઘસારો નથી સહી શકતું તો માણસનું શું ગજું? જુઓને, હવે વીણા બહેનની વાત કહું. હું એક દિવસ તેને મળવા ગઈ. તેના રૂમનાં દ્વાર

અંદરથી બંધ હતાં. તે મેં ખખડાવ્યાં, પણ અંદરથી જવાબ ન મળ્યો. કેટલીય વાર ખખડાવ્યાં ત્યારે દરવાજા ઊઘડ્યા.

"આજ લગી આવ્યું કદી બન્યું ન હતું એટલે હું વહેમાઈ. વીણાનો ચહેરો જોઈ મારો વહેમ મજબૂત થયો. દરવાજા ઊઘડતાં પહેલાં તે ખૂબ રડી હોય એમ લાગતું હતું. અંદર જઈ જોયું તો શ્રીકૃષ્ણની છબિ પાસે ઘીનો દીવો બળતો હતો. વાતાવરણ કોણ જાણે કેમ પણ ખૂબ ગંભીર અને ગ્લાનિભર્યું લાગતું હતું. મેં વીણા સામે જોયું. તરત મને ખ્યાલ આવી ગયો. મેં કહ્યું: "વીણા! આ બધું શું છે? તું શું કરવા બેઠી છે? તેનું કાંઈ ભાન છે?" વીણા મને વળગી પડી ને ધ્રૂસકે, ધ્રૂસકે ખૂબ રડી. ઘણીવારે તે શાંત પડી ને બોલી:–

"'નીલમ બહેન! મારે આ સિવાય બીજો રસ્તો જ નથી રહ્યો. હું હવે ઘણી કંટાળી છું. મારે જીવવું ઝેર થઈ પડ્યું છે. હું હવે જીવવા માંગતી જ નથી. સિવાય કે તું મને રહેવાની બીજે ક્યાંય સગવડ કરી આપે!' મેં તેને ખૂબ સમજાવી, તેને આ બધાથી અલિપ્ત રહેવા સમજાવી કહ્યું: 'આ બધું અનિવાર્ય આપત્તિ ગણી સહન કરી લે. કોઈ પણ કામમાં જીવ લગાડ્યા વિના માત્ર આવશ્યક ફરજ તરીકે કામ કરતી જા એટલે દુઃખ લગાડવાનું કારણ નહિ રહે, ને એક પ્રકારની શાંતિ રહેશે.' ત્યારબાદ થોડા વખત તેણે બધા પ્રયત્ન કરી જોયા પણ માણસ તે માણસ, તે કયાં સુધી સહી શકે? આખરે તે ઘર છોડીને નીકળી. તેના રહેવાની સગવડતા થઈ ગઈ અને આજે એ

કોઈ ન જાણે એવે સ્થળે સુરક્ષિત છે. એનો વર ગમે તેટલા ધમપછાડા કરે તોયે પત્તો નથી લાગવાનો. હવે હું એને મળીશ ત્યારે તમારા વિષે વાત કહીશ. પૈસાની વાત કરું ને ? જો, જો, હો. બિચારીને આવી સ્થિતિમાં ખોટી આશા નહિ આપતા. ” નીલમે વળી શંકા બતાવી.

વિદ્યાએ વિચાર કરીને કહ્યું : “ પૈસા તો આપવાના જ છે. પણ મને લાગે છે કે, તેની આવી પરિસ્થિતિમાં આવી મોટી રકમ સોંપી દેવી ને તેને કયાંક રોકવાની તેની મુશ્કેલી વધારવી તેના કરતાં તેને આ રકમનું વ્યાજ આપીએ તો કેમ ? એ જાહેરમાં ન આવે ત્યાં લગી એને મહિને પાંચસો રૂપીઆ મળ્યા કરશે એટલે એને ખાવાપીવાને કે, રહેવાને તો મુશ્કેલી નહિ પડે.”

‘ પાંચસો રૂપીઆ દર મહિને ! ’ નીલમનું હૈયું હર્ષથી કૂદી ઊઠયું. ઈશ્વરે જ તમને મોકલ્યાં છે બહેન ! હું તો મોટી મૂંઝવણમાં હતી કે, આનું ચલાવવું શી રીતે ? હું પોતે પણ ઘણી ભીડમાં છું. પણ મારી ભીડ તમે ભાંગી. મારા ભીડભંજન પરમાત્માના હું અહીં જ દર્શન કરી રહી છું ! તેણે બંનેને નમસ્કાર કર્યા અને બોલી : “ હવે ચાર દિવસ પછી હું તમને મળીશ. દરમ્યાન હું વીણાને મળીને તેની ઈચ્છા શું છે તે જાણી લઈશ.”

“ આજે તમે મને પરમ શાંતિ આપી છે.”

“ સારૂ, હવે તમે જમી લો. અમે તમારો ઘણો સમય લીધો. ” મેનાએ કહ્યું.

"તમે શી રીતે જાણ્યું કે હું જમી નથી!" નીલમને આશ્ચર્ય થયું.

"તમારૂં આવું મોઢું જોઈને."

"ત્યારે તો તમે અમારી વાતો સાંભળી લાગે છે."

"હું તો અમસ્તી બોલું છું." મેનાએ વાત વાળી લેતાં કહ્યું.

પણ નીલમના માન્યામાં ન આવ્યું. તેણે કહ્યું "હવે આટલા સંબંધ પછી તમે મને છેતરો એ કાંઈ ચાલે ? મારી વાત સાંભળી જ હોય તો મારે મન ખોલવા એક સ્થાન મળ્યું હોય એમ માનીશ આવા કજીયા તો રોજના થયા. હું તો એવું કંઈક ઘોળી પી જાઉં છું. આપણા હિંદુ સંસારમાં તો આવું રોજનું થયું. પુરુષોના પ્રેમ કરતાં હું મારી ફરજને વધારે પસંદ કરૂં છું. મારો સ્ત્રી ધર્મ પાળું છું. એટલે આવા પ્રસંગ મને દુઃખકર્તા નથી લાગતા."

"એમ!" મેનાને કંઈક નિરાંત વળી. "ત્યારે તો સાચું જ કહી દઉં. તમારી બધી વાત સાંભળી. ધન્ય છે. તમને ને તમારી ધીરજ ને સહનશીલતાને! ચાલો ત્યારે હવે અમે જઈએ. અમારો ફેરો તો સફળ થયો. એ પ્રભુકૃપા." બંનેના મોઢા ઉપર આનંદ છાઈ રહ્યો હતો.

બંને પોતાને ઘેર જવા નીકળ્યાં.

૯

## વીણાનો સંદેશ

ચાર દિવસ મેના અને વિદ્યાને ચાર યુગ જેવા લાગ્યા. એક એક દિવસ મહા મુશ્કેલીએ પસાર થતો હતો. પાંચમે દિવસે નીલમ વિદ્યાને ત્યાં આવી ને એના હાથમાં વીણાનો સંદેશો મૂકયો.

"પ્રિય બહેન,

હું જે સ્થિતિમાં છું તેમાં જ મને રહેવા દેજો. તમારી લાગણી અને સહૃદયતા માટે આભાર માનવા મારી પાસે પૂરતા શબ્દો પણ નથી. પરમાત્માની કૃપા વગર તમારા જેવી બહેનો કયાંથી મળે ? આજથી મને થોડું કામ મળ્યું છે. એટલે હવે તમારા રૂપિયાની જરૂર નથી. એ નોટ તો મેં મેનાબહેનને જ વેચી નાખી હતી અને કહ્યું પણ હતું કે ઈનામ લાગશે તો પણ એમના નશીબનું જ લાગશે.

એટલે એના ખરા હકદાર તો મેનાબ્હેન જ છે. છતાં એમણે એ મારે માટે રાખી આજે તેના બમણા રૂપિયા બનાવી મને આપવાની ઉદારતા બતાવી છે એ માટે હું શું કહું ? શું કરૂં ? હૃદય કાઢી એમને ચરણે ધરાતું હોત તો જરૂર એમ જ કરત. પણ હવે તો હું પણ તમારી જ છું. તમારી સેવા કરૂં, તમને ઉપયોગી થઈ પડું એવી મારી ઈચ્છા છે. ભરત, ગૂંથણ કે સીવણનું મારે લાયક કામકાજ હોય તો જરૂર કહેવડાવજો. હું વગર મહેનતાણે એ કરી આપીશ. તમને બંનેને મળવાનું ખૂબ મન થાય છે. પણ અત્યારે મન ઘણું જ વ્યગ્ર છે. ધણી ને બાળકો છોડયા પછી અત્યારે મારી દશા વિહ્વળ મૃગલી જેવી છે. સગવડ થયે બાળકોને પણ બોલાવી લઈશ. બાકી અનુકૂળતા મળ્યે તમને મળવા ખાનગીમાં જરૂર આવી જઈશ. નીલમ મને ઘણી જ સહાયરૂપ બની છે. પરમાત્મા તમને તમારા કાર્યમાં સફળતા અપાવે ને લાંબુ આયુષ્ય આપે એમ પ્રાર્થું છું. રૂપિયા એક લાખની રકમ મેનાબહેનને સ્વીકારવા હું વિનંતિ કરૂં છું. મારા અંતરની ઈચ્છા પાછી નહિ ઠેલતા. હવે હું મારી એ સ્નેહસંગાથિનીને કદી નહિ ભૂલું.

લી. વીણાના હજારો વંદન ”

વિદ્યા આ પત્ર વાંચી ઘણી જ ખુશ થઈ તેણે કહ્યું : “ધન્ય છે આ આદર્શ ભારતીય મહિલાને ! મેનાબહેન, મેં નહોતું કહ્યું કે વીણા બહેન આ આખી રકમ આપણને પાછી સોંપશે.”

“વિદ્યાબહેન, પ્રસંગ અને પરિચય વિના માણસની

સાચી કિંમત થઈ નથી શકતી. આવી દુઃખભરી સ્થિતિમાં પણ એક સ્ત્રી આવી ઉદાર બની શકે છે ને પોતાના પગ પર ઊભા રહેવાની ધગશ ધરાવે છે એ દેશના ઉજળા ભાવીની નિશાની છે. મેનાએ પણ આવી આશા નહોતી રાખી."

વિદ્યાએ કહ્યું : "નીલમબહેન, આ રૂપિયા તમે તમારી પાસે રાખો ને વીણાબહેનને જ્યારે જરૂર પડે ત્યારે તેમાંથી આપતા રહેજો."

"અવિનય લાગે તો ક્ષમા કરજો, પણ હું એ ભાર મારે માથે લેવા નથી માગતી. જરૂર પડશે ત્યારે તમારી પાસેથી લઈ જઈશ." નીલમે કહ્યું.

મેનાને નીલમ માટે માન ઊપજ્યું. તેણે કહ્યું : "નીલમબહેન તમે બંને સ્ત્રીઓ સમાજનાં અલંકાર રૂપ છો તમારી જેટલી પ્રશંસા કરૂં એટલી ઓછી છે." આ સાંભળી નીલમે વાત ફેરવી.

"મને તમારો વીણા સ્ટોર તો બતાવો." નીલમ આ બન્નેની પ્રવૃત્તિઓ જાતે નિહાળવા માગતી હતી. "નિઃસ્વાર્થ ભાવે વીણાનું નામ મૂકી તમે એને અમર બનાવી છે એ તમારા હૃદયની વિશાળતા અને ઉદારતા બતાવે છે. વીણા કહેતી હતી કે એ તમારો ઉપકાર કદી નહિ ભૂલે; અને ઈચ્છા રાખે છે કે પરમાત્મા એને એવો સમય આપે કે તમારા બન્નેના ઋણમાંથી મુક્ત થવા શક્તિશાળી બને."

"જોયું ? આ ભારતની નારીનું માનસ ? થોડું કર્યું

હોય તો યે તેનો બદલો કેમ વાળવો એ વૃત્તિ તેની નસેનસમાં ભરી છે. ઈશ્વર જન્મ આપ તો આ પૂણ્યભૂમિ ભારતમાં જ આપજે. પણ આજ તો લોકો કૃતજ્ઞતા ભૂલી કૃતઘ્નતાના પ્રવાહમાં જ ઘસડાય છે. માનવ માનવતા મૂકે છે. આજે તો હિન્દ અધોગતિના પ્રવાહમાં વેગપૂર્વક ઘસડાતું લાગે છે. પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપો." વિદ્યાબહેનની દેશની ધગશ જબરી હતી. તે અત્યારે મુખ વાટે બહાર નીકળી પડી. વિદ્યાએ હૈયાનો ઊભરો ઠાલવ્યો.

"ચાલો નીલમબહેન, તમારે વીણા સ્ટોર જોવો છે ને ?" મેનાએ પૂછ્યું.

"હા, હા, વાતમાં ને વાતમાં એ તો હું તદ્દન ભૂલી જ ગઈ" નીલમ ઊઠતાં ઊઠતાં બોલી અને વિદ્યા સાથે બધા બહાર નીકળ્યાં.

## ૧૦

# સ્ત્રીયારાજ્યમાં

વીણા સ્ટોરમાં પ્રવેશતાં જ નીલમ તો ખુશ ખુશ થઈ ગઈ. વીણા સ્ટોર આટલો વિશાળ હશે એવું તો એણે સ્વપ્નમાં પણ નહોતું ધાર્યું. દરેક સ્થળે નવીનતા હતી. બધે સ્ત્રી કાર્યકરો જ દેખાતા હતા. સૌના મોઢા પર આનંદ અને ઉત્સાહ તરવરતો હતો. રચનાત્મક અને ઔદ્યોગિક વિકાસના કાર્યમાં તેમની કુશળતા અને ચપળતાએ તેમની આંખોમાં દિવ્ય તેજ દેખાઈ આવતું હતું. અહીંના કાર્યમાં અજબ ચાતુરી દેખાઈ આવતી હતી. ક્ષણ માટે તો નીલમને લાગ્યું કે તે સ્ત્રીયારાજ્યમાં જ વિચરી રહી છે. ઠેકઠેકાણે વીણાના નામની તખ્તીઓ જોતાં તે આનંદરસમાં ઝૂલવા લાગી. તેનું હૈયું અંબુજ જેમ વિકસિત બન્યું પુલકિત નયનોમાંથી બે અશ્રુબિન્દુઓ સરી પડયાં. આ બધાના પ્રધાન પ્રણેતાઓ પોતાની સાથેના વિદ્યાબહેન અને મેના-

બહેન છે એ ખ્યાલે તેના વિચારની દિશા બદલાઈ. આવો નિ:સ્વાર્થ સેવાભાવ અને પોતાની આત્મરૂપ વીણાના નામને દીપાવતું કાર્ય જોઈ નીલમનું હૃદય તેમના હૃદયની ઉચ્ચતા પાસે નમી પડ્યું. મનમાં જ આ દેવમૂર્તિઓને તેણે નમન કર્યું. અત્યાર સુધી વિદ્યા અને મેના માટે તેને જે માન હતું તે અનેક ગણું વધી ગયું. વીણા સ્ટોર જોતાં જોતાં નીલમ જાણે થાકી ગઈ હોય એમ લાગ્યું. એટલે વિદ્યાએ વધારે આગળ ન જતાં ટૂંકો રસ્તો લીધો. ત્યાં અચાનક એક તરફથી બાળકોના કર્ણમધુર ગીતની લહરીઓ તેને કાને અથડાઈ. સાથે કોઈ સ્ત્રીનો અવાજ પણ હતો તેણે ધ્યાન દઈ સાંભળવા માંડ્યું: અને તે તરફ વળ્યા.

(માઢ)

મારા ગુણધરમની ગાંઠડી નહિ છોડાવતા મહારાજ,
મારા દેશ માનવનાં દિલમાં વસજો તમ દૈવી વાસ—મારા.
પ્રપંચના પ્રાબલ્યમાં ઘણા કાવાદાવા થાય;
નિજ ભૂમિનું ગૌરવ મૂકી નિમકહરામી ગણાય.
એવા હિન્દી માનવનાં દિલમાં વસજો તમ દૈવી વાસ—મારા.
દ્વેષ સાથે ખોટી દિલની દાઝો તો દેખાડતા ઘણા જીવ;
ભોળા માનવ ત્યાં કાળજાં ખોતાં, દંભમાં વસતું દિલ;
એવા હિન્દી માનવનાં દિલમાં વસજો તમ દૈવી વાસ—મારા.
ખોટી મોહ જાળે ના ફસો, એવી બુદ્ધિ મૂકજો દેવ;
ઉદ્યમી ને ટેકીલા બને, સંપે દીપાવે ભારત દેશ.
મારા હિન્દી માનવના દિલમાં વસજો તમ દૈવી વાસ—મારા.

મારા ગુણ ધરમની ગાંઠડી નહિ છોડાવતા મહારાજ,
મારા હિન્દી માનવના દિલમાં વસજો તમ દૈવી વાસ–મારા.

સૌ એ તરફ વળ્યા. રૂપા બાળકો પાસે ગવડાવતી હતી અને સાથે પોતે પણ ગાતી હતી. પાસે પહોંચ્યા ત્યારે રૂપા બોલતી હતી: "પ્રભુ અમારા દેશના માનવોમાં તારો દૈવી વાસ વસજો, એમનામાં અમારી માતૃભૂમિનું ગૌરવ જાળવવાનું બળ મૂકજો, અમારા દેશબાંધવોને સ્વાર્થની આંધીમાંથી બચાવજો, તેમને ટેકવાળા ને નિમકહલાલ બનાવજો. ભારતભૂમિનો જયજયકાર હો" બાળકોના બુલંદ અવાજે હવામાં પડઘા પાડયા: નીલમનું હૈયું ગજ ગજ ઊછળ્યું.

બાળકોની આ પ્રાર્થનાએ નીલમને વધારે આકર્ષી. તેણે કહ્યું: "વિદ્યાબહેન, આવું ભવ્ય કાર્ય મારા જીવનમાં મેં કદી નથી જોયું. સ્ત્રીઓ દેશને કેટલી ઉપયોગી છે તે તમે જગતને બતાવી આપ્યું. બાળકોમાં પણ તમે અત્યારથી જ દેશભક્તિનાં બીજ વાવો છો તેમને નિમકહલાલીનો પાઠ શીખવો છો, એ બધું જોઈ ખરે જ તમારી સામે નમી પડાય છે. તમને બંનેને ધન્યવાદ ઘટે છે."

નીલમની વાત સાંભળી વિદ્યાને આનંદ થયો. તેણે કહ્યું: "આમાંનો ઘણો યશ રૂપમતીને ફાળે જાય છે. રૂપાબહેન સેવાભાવી છે હમણાં એમણે બાળકોના શિક્ષણનું કામ હાથ ધર્યું છે. બાળકોમાં અત્યારથી દેશભાવનાની વિશાળતાના અને મહાનતાના બીજ એ વાવે છે તેણે નીલમને રૂપાની ઓળખાણ કરાવી.

"તમારા કાર્યની કેટલી પ્રશંસા કરૂં?" નીલમે કહ્યું, "હું પણ હવે તમારા કાર્યમાં જોડાઈશ અને મારાથી બનતી સેવા આપીશ."

"તો તો ઘણું સારૂં. તમારા જેવી બહેનોની તો અમને ખાસ જરૂર છે." મેનાએ કહ્યું. વાતચીત આમ ચાલતી હતી અને સારો જેવો સમય પસાર થયો. આખરે નીલમે ઊઠતાં કહ્યું: "વખત ઘણો થઈ ગયો. હવે હું જાઉં છું."

"વીણા બહેનને કહેજો કે અમે તેમને મળવા ખૂબ આતુર છીએ. એમને મળીશું નહિ ત્યાં સુધી અમને ચેન નહિ પડે માટે બને તેટલા વહેલા મળવા પ્રયત્ન કરજો. તમે હવે એને પૈસા બાબત કંઈ જ ન કહેતા. જો કે મારે તો તેને એ રકમ કોઈ પણ રીતે પાછી આપવી જ છે." મેનાએ પોતાનો વિચાર જણાવ્યો.

થોડા વિચાર કરી નીલમે કહ્યું: "જો એમ જ હોય તો હું તમને ત્યાં ગુપ્ત રીતે લઈ જાઉં તો જ બને. વીણાનો સ્વભાવ હું સારી રીતે જાણું છું. એને આ વાતની જરા પણ શંકા આવશે તો એ તમને મળશે જ નહિ, માટે એક વાર આપણે ખબર આપ્યા વિના જ તેને ત્યાં પહોંચી જઈએ."

"તમને ઠીક લાગે તેમ કરીએ." વિદ્યાને પણ વીણાને મળવાની ઘણી જ ઈચ્છા હતી.

"સારૂં તો અત્યારે હું જાઉં. બનતી સગવડે વહેલામાં વહેલી તકે એને ત્યાં જવાની ગોઠવણ કરીશ, ને તમને જણાવીશ" કહી નીલમ ત્યાંથી ઘેર જવા નીકળી.

૧૫

## વીણાનું મિલન

થોડા દિવસ પછી નીલમ, વિદ્યા અને મેનાને વીણાને ત્યાં લઇ ગઈ. દરવાજામાં દાખલ થતાં એમને અંદરથી વીણાનો મધુર સ્વર સંભળાયો. વીણા દુઃખ વિસારવા ને ભજન ગાવામાં મન વાળતી.

નથી રે હું થી ન્યારો, નથી રે હું થી ન્યારો
પ્રભુ રૂપે પતિ પ્યારો રે નથી રે હું થી ન્યારો;
નથી રે હું થી ન્યારો.

વીણાનો સ્વર આર્દ્ર થતો જતો હતો. વળી સંભળાયું.

" પ્રભુ. પતિદેવ, દેહથી દૂર છે, મારા આત્માથી દૂર નથી, પ્રભુ. "



વીણાની મનોવ્યથા, પતિ અને
પ્રભુની એક માન્યતા

શ્રેયસી : પાનું ૬૭

જેની સેવામાં, મેં કરી છે પ્રીતિ
જાણે પ્રાણુમાં એ પોરવેલ તારો રે, નથી રે હું થી ન્યારો;
નથી રે હું થી ન્યારો.

વળી વચ્ચે એક ડૂસકું સંભળાયું. ગીત ધીમે સુરે આગળ વધ્યું.

મારૂં, તારૂં, મિથ્યા માન્યું. લેજો જીવનભાર મારો રે
પ્રભુ તું મારો પ્યારો રે, પ્રભુ તું જ મારો પ્યારો;
નથી રે હું થી ન્યારો.

પ્રભુ તું જ મારો પ્યારો રે પ્રભુ તું જ મારો પ્યારો;
નથી રે હું થી ન્યારો રે, નથી રે હું થી ન્યારો.

પ્રભુમાં જ પતિનાં દર્શન કરતી વીણાએ ફેરવી ફેરવીને છેલ્લી પંક્તિઓ અનેક વાર ગાઈ. થોડી વારે શાંત થઈ. આ ત્રણે અંદર જવા તલપાપડ થઈ રહ્યાં હતાં. એટલામાં વળી વીણાનો અવાજ સંભળાયો. "પ્રભુ શું મને મારા દેવ સાથે પૂર્વજન્મનાં વેર હશે, કુંભાને ય મીરાં સાથે વેર હતાં." ક્ષણેકમાં વળી બીજુ ગીત શરૂ કર્યું.

કુંભાને પૂર્વ જનમનાં છે વેર રે
કુંભાને પૂર્વ જનમનાં છે વેર રે હોજી;
કુંભારાણાએ મોકલ્યાં કનક કટોરા ઝેર
એ મનમાંહે મલકતા, હવે પડશે મીરાંનો દેહ.
કુંભાને પૂર્વજનમનાં છે વેર.

પ્રભુને ઝેર ધરાવીને મીરાંએ, પ્રાશન કીધું ત્યાંય
રાખણુહારો જ્યાં વસે ત્યાંય ઝેરનાં અમૃત થાય;
કુંભાને પૂર્વ જન્મનાં વેર રે.

કુંભારાણાએ સાંભળ્યું, મીરાંએ પચાવ્યાં ઝેર,
આગ, આગ, દિલમાં જળી, જાણે બળતો એનો દેહ;
કુંભાને પૂર્વ જન્મનાં વેર રે.

હું પણ તારે શરણ છું ઉતારો મારૂં ઝેર,
અંતર દ્વાર ઉઘાડજો રક્ષો એ બાળાને દેવ.
કુંભાને પૂર્વ જન્મનાં વેર રે;
કુંભાને પૂર્વ જન્મનાં વેર રે.

"પ્રભુ મારે કોઈને બાળવા નથી હો." લાગણીના આવેશમાં આવી ગાતી વીણા ગાતી ગાતી જ ઢળી પડી. ત્રણે જણ અંદર દોડી ગયા નીલમે તેનું માથું ખોળામાં લીધું ને ગોઢે પ્રેમથી હાથ ફેરવવા લાગી. વિદ્યા ને મેના પાણી લઈ આવ્યાં ને મોઢે છાંટવા માંડયું, ને થોડું પરાણે પાયું. નીલમની આંખમાંના આંસુ વીણાનાં મોઢા પર દડદડ પડવા લાગ્યા. વીણા જાગૃત થઇ. નીલમને જોઈ ખુશ થઇ બેઠી થઈ, પણ ત્યાં અચાનક વિદ્યા–મેનાને જોયાં. તેણે પોતાનું મોઢું બે હાથમાં છુપાવી દીધું.

"વીણા બહેન," મેના બોલી, "આમ શરમાઓ છો શા માટે? અમે તો તમારાં જ છીએ. સંસારની માયા મૂકી તમે પ્રભુનું શરણ લીધું તેમાં શરમાવા જેવું શું છે?"

"રક્ષણહાર રામને શરણ જતાં વળી શરમ શાની? જ્યાં આપણો આત્મા રાજી ન રહેતો હોય ત્યાં ન રહી

શકાય તેમાં ખોટું શું છે? તમે એવું શું કર્યું છે કે આમ સંકોચાઓ છો? ચાલો ઊઠો ને સ્વસ્થ થઈ અમારી સાથે વાત કરો." વિદ્યા બહેને પણ એનો સંકોચ દૂર કરવા કહ્યું.

આ બન્નેનાં શબ્દોથી વીણાને કંઈક શાન્તિ થઈ. તેનો સંકોચ દૂર થતો લાગ્યો. છતાં તેનાથી કંઈ બોલાયું નહિ, મેનાએ તેનો સંકોચ દૂર કરવા કહ્યું: "વીણા બહેન અમે તો તમને વિનવવા આવ્યા છીએ. અમારા ઉપર પણ તમને રોષ છે?"

વીણા હસી પડી. "પરમાત્મા મને કોઇ પર રોષ ન કરાવે." વીણાની જીભ ખુલી. "તમે ક્યાં મારે પારકાં છો? પણ દિલમાં એક એવી ઊંડી ગ્લાનિ પેસી ગઈ છે કે કંઈ બોલાતું નથી."

"અમને પારકાં ન જ ગણતા હો, અને પોતાનાં જ ગણતાં હો તો અમે તમને ભેટ ધરવા આવ્યા છીએ. એ ભેટ તમારે સ્વીકારવી પડશે અમે તમારાં જ છીએ." તો હવે આ સંકોચ શા માટે? ઈશ્વરકૃપાથી તમારા નામની આ લોટરી લાગી છે. તો હવે આ રકમનો અસ્વીકાર કરી એ કૃપાનો અનાદર નહિ કરતા મૂળ રકમ નહિ રાખો તો કંઈ નહિ અમે એ રકમનું તમને વ્યાજ આપશું, અને તમે અમારી સાથે કામ કરજો." મેના વીણાને સહાયરૂપ થવા બહુ જ ઉત્સુક હતી.

વિદ્યાએ એની બીજી મુશ્કેલીઓનો તોડ કાઢતાં કહ્યું: "અને અમે તમને કામ માટે એવા ગામડામાં મોકલશું

કે જ્યાં તમને કોઈ ઓળખે નહિ, ને અહીંના લોકોને ખબર પણ નહિ પડે કે તમે ત્યાં છો. સગવડે તમારા બાળકોને પણ ત્યાં બોલાવી શકશો ને ગરીબો ને સ્ત્રીઓની સેવા પણ કરી શકશો."

મેનાએ પણ સમજાવવા પ્રયત્ન કર્યો. વીણાએ કહ્યું: "મારે હરામનું ખાઈને સ્વાર્થનાં પૂતળા નથી બનવું."

"આ ક્યાં હરામનું છે? તમને જ લોટરી લાગી છે ને! એ રકમ ન લો તો વ્યાજ લેવામાં શું વાંધો?" પણ વીણા વગર કામે એકે પૈસો પણ લેવા માગતી ન હતી તો તેનું વ્યાજ તો શી રીતે લે? તેણે રસ્તો કાઢી કહ્યું: "એમ તો મને ન ગમે એ રકમ તો તમારી જ, પણ તમારો આટલો આગ્રહ જ છે તો એમ કરો; તમે મને કામ આપો. જે ગામડે તમે મને મોકલો ત્યાંનું કામ સોંપો. હું નોકરી કરીશ, ગામડામાં ફરીશ, તમારૂં કામ થાય અને મારો નિભાવ થાય."

"સારૂં, તો અમે તમને મહીને પાંચસો રૂપિયાનો પગાર આપીશું." મેના કોઈ પણ રીતે વીણાને એ રકમ આપવા માંગતી હતી.

"ના, ના, ગામડાના કામ માટે તે પાંચસો રૂપિયા હોય? મને તો એક સામાન્ય કાર્યકરને અપાય એટલી જ રકમ આપો. હું એમાંથી જ મારો નિભાવ કરીશ." વીણાએ કહ્યું.

"પણ પછી બાળકો આવશે ત્યારે કેમ પહોંચી

શકશો ?" વિદ્યાએ બીજી મુશ્કેલી મૂકી. "એમણે શો ગુન્હો કર્યો કે ભણ્યા કર્યા વગર રહે ?"

"મારે એમને ભણાવવા નથી," વીણાએ કહ્યું, "હું એમને પણ કામ સોંપીશ."

"હા, એ બરાબર છે. દરેકને સો સો રૂપિયા આપીશું, બસને ?" મેના કોઈ પણ રીતે પાંચસોનો મેળ બેસાડવા માંગતી હતી.

એ તો પાછું એનું એ જ થયું. વીણા સમજી ગઈ. પણ વીણાને એ વાત કબુલ નહોતી.

"વીણા બહેન હવે કંઈ બોલો તો મારા સમ !" નીલમે પણ આગ્રહ કર્યો.

"તમારૂં મન તો નિર્મળ ગંગા જેવું છે એટલે આ રકમનો બદલો તો ઈશ્વર જ વાળી આપશે. પણ અમારા મનને પણ શાંતિ વળવા દેશો કે નહિ ?" મેનાએ ફરી આગ્રહ કર્યો. "તમને એમાં સંકોચ શા માટે થાય છે ? રકમ ન લ્યો એ તો જાણે સમજી, પણ વ્યાજ ન લ્યો. એ કેમ ચાલે. હવે તો અમારે અહીં અપવાસ કરવા પડશે."

વીણાએ કહ્યું : "હું તમારા મનની શાંતિનો વિચાર કરૂં, તો તમે પણ મારા મનની શાંતિનો વિચાર કરો કે નહિ ?"

"બોલો તમે કહેશો એમ કરીશું" વિદ્યાએ કહ્યું.

"આપણા બન્નેનું રહે એમ કરીએ. મને નોકરીમાં

શાખો ને બધી રકમ મેના બહેનને સોંપી દો." વીણાએ પોતાનો મક્કમ વિચાર જણાવ્યો.

"તમને એમ ઠીક લાગતું હોય તો એમ કરીએ. બધા પૈસા સ્ત્રીઓની ઉન્નતિનાં કાર્યમાં જ વાપરીશું. મારે એ નથી રાખવા" મેનાએ કહ્યું.

"તમારી ઉદારતા અને લાગણીનો બદલો હું વાળી શકું એમ નથી. પણ મારાથી બનતું બધું જ તમારે માટે કરી છૂટવાનું બળ આપવાની પરમેશ્વરને પ્રાર્થના કરૂં છું." વીણાનો કંઠ ગદ્ ગદ્ થતો હતો.

મેનાએ કહ્યુ: "હાશ! હવે મને શાંતિ થઈ, તમને તમારી થાપણ નહોતી સોંપી ત્યાં સુધી જીવમાં વ્યાકુળતા હતી! હવે નિરાંત થઈ. એ રકમ હવે સ્ત્રી ઉન્નતિ માટે જ વપરાશે." હવે તમને ને મને બંનેને શાન્તિ.

અને એ પછી અનેક પ્રકારની આડી અવળી વાતો કરી આખરે વીણાને કોઈ સારા ગામડામાં લોકોની અને ખાસ કરીને સ્ત્રીઓની સેવા કરવા માટે મોકલવાનો નિર્ણય થયો.

## ૧૨

## પશ્ચાત્તાપ

વીણાને ગયે બે વર્ષ વીતી ગયા પણ તેનો ક્યાંય પત્તો ન લાગ્યો. ગુલાબચંદ શેઠને ખરેખર પશ્ચાત્તાપ થયો. પણ હવે શું થાય ? તેમનું દુઃખ અરણ્ય-રૂદન જેવું હતું. વીણાની ગેરહાજરીમાં શેઠની માયા મમતા બાળકો તરફ ખૂબ વળી હતી. જીવનમાં પહેલી વાર એમણે બાળકોનાં સ્નેહમાં આકર્ષણ અનુભવ્યું. વીણાના વિયોગોનું દુઃખ બાળકોનાં સ્નેહે ભુલાવા માંડ્યું. શેઠના દિવસો આમ આનંદ અને ગમગીની વચ્ચે ઝોલા ખાતા પસાર થવા લાગ્યા પણ તે સુખ પણ લાંબો વખત ન ટક્યું.

એક દિવસ મોડી રાત થવા છતાં બાળકો પાછા ન આવ્યા એટલે શેઠને ચિંતા થઈ. એમણે તપાસ કરાવી લો ખબર પડી કે શાળામાંથી તો એ બધા સમયસર નીકળી ગયા હતા. તેમણે ચારે તરફ માણસો દોડાવ્યા. પોલીસમાં

ખબર આપી. આમ એકી સાથે ચાર જણા ગુમ થઇ જાય જાય એ કેવું ? શેઠનું રહ્યું સહ્યું સુખ પણ લૂંટાઇ ગયું. છોકરાઓ તો મળ્યા જ નહિ. દિવસો પર દિવસો પસાર થતા હતા, પણ બાળકોની કંઈ જ ભાળ મળતી નહોતી.

શેઠ ધીમે ધીમે વિચાર કરતા થયા. ચાર બાળકો એકી સાથે ઊપડી જાય એનો અર્થ શો ? અને ઊપડે તો એમના જ બાળકો શા માટે ઊપડે ? બીજાનાં બાળકો કોઇ કેમ ન ઉપાડી ગયું ? શેઠને આની પાછળ કોઇની ચોક્કસ યોજના લાગી. એમને વીણા વિષે વિચાર આવ્યો. એને ત્યાં તો નહિ ગયા હોય !

એમણે વીણાનાં સ્નેહી, અને અંગત બહેનપણીઓ વગેરેની તપાસ કરી. એક યા બીજે બહાને સોનાં ઘર જોઈ કાઢ્યા. આખરે એક દિવસ મેનાને ત્યાં જઈ પહોંચ્યા. મેનાનું મોઢું કંઈક પરિચિત લાગ્યું. ધીમે ધીમે એમને વીણાના જવાના દિવસની યાદ આવી. એમણે મેનાને ઓળખી.

મેના શેઠને આમ અચાનક પોતાને ત્યાં આવી ચઢેલા જોઇને અજાયબ થઈ. શેઠનાં મોં પર કરુણતાની છાયા વ્યાપી રહી હતી. દુઃખથી એમનું વદન મ્લાન બની ગયું હતું. એમણે મેનાને કહ્યું: "મેના બહેન મારી બધી સંપત્તિ હું તમારે ચરણે ધરૂં છું. મને મારી વીણા શોધી આપો હું બહુ જ દુઃખી છું. એના ગયા પછી કંઈક આશ્વાસનરૂપ બાળકો હતા તે પણ આજે કેટલાય દિવસોથી ગુમ થઈ ગયા છે. ક્યાંય પત્તો નથી લાગતો. હું હવે આથી વધુ

સહન નહિ કરી શકું. મારૂં હૃદય બેસતું જાય છે, મારા પર મહેરબાની કરીને મને વીણા ક્યાં છે તે બતાવો."

મેનાનો ગુસ્સો હજી ઊતર્યો ન હતો. તેણે કહ્યું: "શેઠ, તમે વીણાને દુઃખ આપવામાં જરાય બાકી નથી રાખી. સ્ત્રી હૃદયનો જરાક તો ખ્યાલ કરવો તો. એ કંઈ તમારી નોકરીઆત ન હતી કે એક શેઠને ત્યાં ન ફાવે તો બીજા શેઠને ત્યાં જઈ શકે. એ એક સ્ત્રીરત્ન હતી. તમે એની કદર ન કરી શકયા. આજે પસ્તાઓ છો પણ હવે એ બહુ મોડું છે.'

" હું મારા હૃદયની સ્થિતિનો ખ્યાલ તમને કેવી રીતે આપું ? મારી બધી જ સંપત્તિ અને તેનો કારભાર ચલાવવાનો અધિકાર તેને જ સોંપી દઇશ એના કોઇ કામમાં હું આડે નહિ આવું. લ્યો આ મારૂં વચન છે." ગુલાબચંદ શેઠે પોતાનુ દુઃખ રજૂ કરી વચન આપ્યું. "હવે હું વધુ જીવું એમ નથી લાગતું તમે મારૂં માનો." શેઠને ખબર નહોતી કે મેના વીણા વિષે કંઈ જાણે છે, છતાં તેનાથી અજાણપણે આવા શબ્દો બોલાઈ ગયા. અને વળી આગળ બોલ્યા. " હું હવે એ ગુલાબચંદ પણ નથી રહ્યો હું આજે ખૂબ પસ્તાઉં છું મને મારા વર્તન માટે ખૂબ દુઃખ થાય છે. જેમ જેમ હું વિચાર કરતો જાઉં છું. તેમ તેમ મને મારી ભૂલો દેખાતી જાય છે. ને મારી આંખો ઊઘડતી જાય છે. મારા એ અભિમાનના પડળ હવે દૂર થયા છે. મેના બહેન હું તમને મારા મોટા બહેન ગણીશ. તમે મારો સંસાર ફરી સુધારો. જે કંઈ બન્યું છે તે મારે લીધે જ બન્યું છે

એમાં વીણાનો બિલકુલ દોષ નથી. આજે એ ગુન્હાનું પ્રાયશ્ચિત કરી લેવા ખાતર પણ વીણાની સેવા કરવાની મને તક આપો. મેના બહેન ! મને વીણા મેળવી આપો. અને મારી ડૂબતી નૌકાના તારણહાર તમે બનો. જે કંઈ ખર્ચ થાય તે કરો. જોઈએ તો એને તમારે ત્યાં બોલાવો. હું એનું સન્માન કરીશ, મારે એક અભિલાષ છે. વીણા સાથે એક વાર આખો દેશ ફરી આવું. ને છૂટે હાથે દાન કરી લઉં, મને વીણા શોધી આપો. હું મારી બધી મિલકત તમને સોંપું છું. તમને ફાવે તેમ તેનો ઉપયોગ કરો, પણ મારૂં આટલું કામ કરી આપો." ગુલાબચંદ શેઠ હૈયાની ખરી વાત કરી રહ્યા હતા.

આ સાંભળી મેનાએ સાચો જવાબ આપ્યો. "શેઠ વીણા બહેનનો પત્તો લાગશે કે તરત હું તમને જાણ કરીશ. એ ખર્ચ માટે જોઈતા રૂપિયા જરૂર પડયે મંગાવી લઈશ. તે પહેલાં તમે એક કામ કરો. સોલીસીટરને મળી તમારી બધી સંપત્તિ વીણા બહેનને નામે ચડાવી દો. અને એને તમારી બધી જાણ થાય એવો પ્રબંધ કરો. તમે બધી સંપત્તિ આપવા જ માંગતા હો તો આમ જ કરવું યોગ્ય છે, એવી મારી તમને ખાસ સલાહ છે. એ બધું કરી મને બતાવી જજો. દરમ્યાન હું પણ તપાસ કરતી રહીશ."

શેઠ ગયા. થોડા દિવસ પછી મેનાએ કહ્યા મુજબ થયેલી વ્યવસ્થાનાં બધાં કાગળિયાં શેઠ મેનાને બતાવી ગયા.

# ૧૩

## જગજાત્રાનું તેડું

ઘણા દિવસથી મેના, વિશ્રા ને નીલમને વીણાના ખબર મળ્યા ન હતા. વળી શેઠે એને નામે ચડાવેલી સંપત્તિની વાતો પણ સમય જોઇ કરવાની હતી. એ વિચારે ત્રણે જણ વીણા રહેતી હતી એ ગામડે જવા નીકળ્યા. રસ્તામાં ત્રણે જણાએ નિશ્ચય કર્યો કે શેઠનો સંદેશો તુરત કોઈએ કહેવો નહિ નહીંતર વિવાહનું બારમું થઈ જશે, અને હાથ આવેલી તક ઉતાવળમાં ગુમાઈ જશે. વીણાની ટેક કોઈથી અજાણ નહોતી. એટલે આ જાતનો નિશ્ચય કરવાની જરૂર પડી. ચાંદનીના અજવાળામાં નહાતાં ગાડાની મીઠી મોજ માણતા તેઓ વીણાને ત્યાં પહોંચ્યા.

ગામડાંની અનેરી શાન્તિમાં વીણા, તેના બાળકો, ગામડાંની પટલાણીઓ ને બીજી સ્ત્રીઓ આંગણામાં બેસી ચાંદનીના અમૃત ઝીલતાં પ્રભુ ભજનમાં લીન દેખાતાં હતાં.

શબ્દ બ્રહ્મની નાવમાં બેઠા ને મન હલેસાં મારે,
પ્રભુનાં મીઠાં મધ દરિયામાં નાવડું ધીમે ચાલે રે;
એ શબ્દ બ્રહ્મમાં મ્હાલે.

દિવ્ય જ્યોતિને જ્યાં ત્યાં જોતાં પ્રકાશ સઘળે લાગે,
હસતાં માનવ સ્વપ્નમાં દીઠાં સ્નેહ સાગર ઉછાળે રે;
એ શબ્દ બ્રહ્મમાં મ્હાલે,

સૂર્ય ચંદ્રનાં તેજ ઢળે ને ઓજસ એના પાડે,
રશ્મિ ચારે કોર ફેલાયાં તેજ તેજ અંબાર રે;
અમે નહાતાં તેજ અંબાર રે.

દેવ સૃષ્ટિનાં મધુરાં સુમનો પ્રેમ પ્રેમ પોકારે,
વિશુદ્ધ પ્રેમે જગને જોતાં વિશ્વ પ્રેમ ઓળખાવે રે;
એ શબ્દ બ્રહ્મમાં મ્હાલે.

આનંદ રસની મીઠી લહેરે મનડું સોનું બહેલે,
સાચો સંગાથી સાથ મળ્યો ત્યાં મન મ્હેરામણ ડોલે રે.
એ હીંચે પ્રેમ હીંડોળે.

એક તાનમાં આત્મા રાચે સિંહ મૃગ ભેળો નાચે,
આનંદકંદનાં જગ આંગણીએ ૐકાર ધૂન લાગે રે;
ત્યાં દેહ દૃષ્ટિ ભેદ ભાંગે,

શબ્દ બ્રહ્મની નાવમાં બેઠાં ને મન હલેસાં મારે,
પ્રભુના મીઠાં મધ દરિયામાં નાવડું ધીમે ચાલે રે;
એ શબ્દ બ્રહ્મમાં મ્હાલે.

ભજનની ધૂનમાં સૌ એકતાન થઈ ગયાં હતાં, મેના, નીલમ ને વિદ્યાના આવવાની પણ કોઈને ખબર ન પડી.

ભજન જામતું જતું હતું મેના, વિદ્યા ને નીલમ, ત્રણેએ સાદ પુરાવા માંડ્યો :

એક તાનમાં આત્મા રાચે સિંહ મૃગ ભેગાં નાચે,
આનંદકંદના જગ આંગણીએ ઝંકાર ધૂન લાગે રે;
ત્યાં દેહ દૃષ્ટિ ભેદ ભાંગે રે.

ભજનની ધૂનમાં નવીન સૂર ઉમેરાયેલા લાગતાં વીણાની આંખ ઉઘડી ગઇ. આગંતુકોને જોઈ એ અજાયબીમાં ગરકાવ થઈ ગઈ. નીલમ તો ભક્તિરસમાં ડોલી રહી હતી. વીણા એની પાસે પહોંચી નીલમ તાનમાં આવી ગાતી હતી. વીણાએ તેને ઢંઢોળી ત્યારે નીલમે આંખ ઉઘાડી ને તેને ભેટી પડી, તે આનંદમાં આવી ગઈ અને તેના બંને હાથ ઝાલી ફૂદડી ફરવા લાગી. આ જોઈ પટલાણીઓ, બાળકો, વિદ્યા અને મેના, હૈયાનાં હાસ્યે હસી રહ્યાં.

"એક તાનમાં આત્મા રાચે, સિંહ મૃગ ભેગાં નાચે."

"આજે સિંહ, મૃગ ભેળાં થવાનાં છે." નીલમે મોટે સાદે આ લાઈન ફરી ફરી લલકારી. અંતે નીલમ હવે થાકીને બેઠી. અને બોલી: "આજથી તો સિંહ મૃગ ભેળાં રહેવાનાં છે એમ નિશ્ચય કર્યો છે."

વીણાએ કહ્યું: "પ્રભુના રાજ્યમાં આત્માની એકતા થતાં સિંહ મૃગ ભેગાં જ ખેલે ને ?

"ને વીણાને પણ એ ખેલ ખેલતાં આવડે છે." વિદ્યા બહેને સુર પૂરાવ્યો.

"ઈશ્વર મારામાં એ બળ મૂકે." વીણાએ કહ્યું.

"હું તો એવી નિર્વિકાર બનવા માગું છું કે બધાં જ મારે આંગણે એક થાય."

"દેહ દૃષ્ટિ ભેદ ટળે–એ બધું તો ઠીક પણ તમે કંઇ અચાનક અહીં?" વીણાને આજનો પ્રસંગ અટપટો લાગ્યો. તે કંઈ સમજી ન શકી.

નીલમે કહ્યું. "મારી વીણા બહેન ચાલ હવે, તૈયારી કર. કાલે જગજાત્રાએ જવા નીકળવાનું છે. અમે તને તેડવા આવ્યા છીએ.

"એટલે! શાની જગ જાત્રા." વીણાને કંઇ સમજ ન પડી.

"આ ભગવાનની પુણ્યભૂમિમાં વિચરવાનું, તેની દિવ્ય સૃષ્ટિના દર્શન કરવા. બીજું શું?" મેનાએ સમજ પાડવા માંડી.

વિદ્યાએ કહ્યું: "બહેન તારી તપશ્ચર્યા સફળ થઈ. ઈશ્વર તારા પર પ્રસન્ન થયા છે ને આજ્ઞા કરી છે કે તને હવે અહીંથી લઇ જવી અને પરમાત્માની પવિત્ર પુણ્યભૂમિમાં રાખવી."

"મને કંઈ સમજાતું નથી. તમે બધાં ગોળ ગોળ શું બોલો છો? ચોકખી વાત કરો ને! શેઠને ત્યાં જવા સિવાયની બીજી બધી વાત કરજો." વીણા મુંઝાતી હતી.

"ચોકખી વાત એ છે કે હવે અમારે તમને અમારી પાસે રાખવા છે. બોલો આવશો ને? તમારે માટે ત્યાં પણ લીલા કુંજાર ખેતરો છે. નિર્મળ પ્રવાહે વહેતી નદી

છે. માતા વજ્રેશ્વરી દુઃખિયાના દુઃખ હરી લે છે. તમારે માટે ત્યાં તંબુની ને માણસોની ગોઠવણ કરી છે. એટલે એકલું નહિ લાગે." મેનાએ ધીમેથી યોજના મૂકી.

પણ વીણાને એ ગમ્યું હોય એમ ન લાગ્યું. તેણે કહ્યું: "તમે જુઓ છો ને હું અહીં કેટલા આનંદમાં છું તે! હું ત્યાં આવું એટલે મારો આ નિર્દોષ આનંદ લુંટાઇ જાય. કદાચ કોઇ ઓળખી જાય ને હું પકડાઈ જાઉં તો વળી પાછા મને મારા જૂના કસાઈવાડે ખેંચી જાય મારે ત્યાં નથી આવવું. હું મારે અહીં ઘણી સુખી છું. મહેરબાની કરી મને મારે ઘેર મોકલવાનો તાગડો નહિ રચતા"

મેનાએ એની બીક દૂર કરવા કહ્યું: "તમારે હવે એ ભય રાખવાની જરૂર નથી. માતા વજ્રેશ્વરીની છત્રછાયામાં સિંહ ને મૃગ ભેળાં વસે છે. માતાને શરણે આવેલ સહુ વિતરાગી બને છે. તમને ત્યાં કોઇ હેરાન નહિ કરે. અમે તમારી સાથે છીએ ને અમારે પણ તમારા સાન્નિધ્યની મીઠી મોજ માણવી છે. તમારા દિવ્ય પ્રેમનાં દર્શન કરવાં છે." મેનાને શેઠની વાત કરવાનું ઉચિત ન લાગ્યું એટલે અંતરના વેગને મહા પ્રયત્ને છુપાવવા ફરજ પડી.

"ઊઠો બહેન. ભગવાનનું નામ લઈ જવા માટે તૈયારી કરો. કાલે તો આપણે અહીંથી જવું પડશે." વિદ્યાએ પણ આગ્રહ કર્યો. હું બીજા માણસોને મોકલી અહીંની બધી વ્યવસ્થા બરોબર કરી લઈશ.

બાળકો તો આ સાંભળી ખુશ ખુશ થઈ ગયાં. બીજે

સ્થળે જવાની કલ્પના એમને માટે આનંદદાયક હતી. એમણે પણ વીણાને "માસીની" સાથે ત્યાં જવાનું સ્વીકારવા આજીજી કરવા માંડી. છોકરાંઓની મરજી જોઇ વીણાએ કહ્યું: "આ છોકરાંઓની મરજી છે તો હું પંદર દિવસ પછી આવીશ. નીલમને તેડવા મોકલજો" અહીંના કામની બરોબર વ્યવસ્થા કર્યા વગર ત્યાં આવું તો મને અશાન્તિ રહેશે. માટે પંદર દિવસ પછી જરૂર આવીશ.

પટલાણીઓ આ વાર્તાલાપ સાંભળી રહી હતી. વીણા બહેન જવાનાં છે, આ વાતથી જ એ તો બધી વ્યાકૂળ થઈ ગઈ. કેટલીકે રડવા પણ માંડયું. પાસે આવી એમાંની એકે કહ્યું: "તમે ત્રણ જણે આવીને અમારૂં સ્વર્ગ લૂંટી લીધું. વીણા બહેને આવીને અમને સ્વર્ગ દેખાડયું. પ્રભુની માયા લગાડી. અમને પ્રભુભક્તિમાં દોર્યાં ને તમે આવી એમને લઈ જવાની વાતો કરો છો! અમારૂં શું થશે?

વિદ્યાએ કહ્યું: "તમે પણ ચાલો અમારી સાથે. ત્યાંયે લીલા ખેતર છે ને ઘણું કામ છે. ત્યાં તમને ઝૂંપડા બાંધી આપીશું. ત્યાં રહેજો, કામ કરજો ને આનંદ કરજો. પછી કંઈ છે?"

માનબાઈ પટલાણીએ બોજીને કહ્યું: "હા, હા, પ્રેમબાઇ ચાલ ઘેર. પટેલને સમજાવીએ ને આપણે પણ જઈએ વીણા બહેન સાથે."

"અરે રામ" પ્રેમબાઈએ નિસાસો નાખ્યો, "એમ તે પટેલ જવા દેશે?"

"ન જવા દે તો બેસે ઘેર. આપણે તો વીણા બહેન સાથે જવાના. તું તારે રહેજે અહીં. વીરૂબા તમારે આવવું છે કે ?" માનબાઈએ બીજીને પૂછ્યું.

વીરૂબાએ કહ્યું : "પટેલ માનશે તો આવીશ. કંઈ ઘરમાં કંકાસ કરાય છે ?"

"સારૂં, તો જે અહીં રહો તે રાખજો મારા ખેતરનું ધ્યાન. હું તો મારે જવાની. ચાલો બધા ઘેર જઈને પટેલને વાત તો કરો. પછી હા કે ના કહેજો." માનબાઈએ જવાનો નિશ્ચય કર્યો હતો.

"પટેલ ના શું કામ પાડે ? જાઓને તમારા પટેલને સમજાવો. અમે ત્યાં તમને જરા પણ અડચણ આવવા નહિ દઈએ." મેના બોલી.

બધી પટલાણીઓ ઘેર ગઈ ને પોતપોતાના પટેલોને વાત કરી. પટેલિયાઓ વીણા બહેનને સારી રીતે જાણતા હતા. એને માટે એમનાં મનમાં આદર ને શ્રદ્ધા હતાં. એમને થયું કે 'ચાલો, વાત કંઈ સાવ નાખી દેવા જેવી નથી. નવું ગામ જોવાશે, પટલાણીઓનું મન રમાશે. ને કામ તો ત્યાં પણ મળી રહેશે.' એમણે સૌએ મળીને જવાનું નક્કી કર્યું. પટલાણીઓને હા પાડી. પટલાણીઓના આનંદનો પાર નહોતો. સૌ પંદર દિવસ પછી વીણા બહેનની સાથે જવાની તૈયારી કરવા લાગ્યા ને પંદર દિવસ ક્યારે પૂરા થાય તેની રાહ જોવા લાગ્યા.

૧૪

# અગમના આદેશે

વાણાનું આવવાનું પંદર દિવસ પછી થયું એટલે બીજે દિવસે વિદ્યા, મેના ને નીલમે જવાની તૈયારી કરી. ગાડામાં બેસી સ્ટેશને જતાં પહેલાં થોડી જગ્યા જોવાની હતી તેથી એક નાના જંગલ ભણી તેઓ ગયાં. લીલો સુંદર વનરાજીમાંથી પસાર થતાં સૌની આંખોને ટાઢક વળતી હતી, અંતરમાં આનંદ અનુભવાતો હતો. આમ કુદરતનાં સૌંદર્યને માણતાં માણતાં ધીમે ધીમે ગાડું જઈ રહ્યું હતું ત્યાં અચાનક ક્યાંક બાળકના રડવાનો અવાજ આવ્યો. આવા એકાંતમાં બાળકનું રૂદન? ગાડું ઊભું રાખી આસપાસ જોયું તો ક્યાંય કોઈ દેખાતું નહોતું. રૂદન ચાલુ જ હતું. એટલું જ નહિ પણ ધીમે ધીમે વધતું જતું હતું. વિદ્યાથી ન રહેવાયું. તેણે કહ્યું: "અહીં બાળક

ક્યાંથી ? કોઈ કામ કરનાર બાઈ હશે. આપણે તેને મદદ કરવી જોઇએ. ”

નીલમને પણ એ જ વિચાર આવતો હતો. તેણે કહ્યું : “ચાલો આપણે તપાસ કરીએ ” ત્રણે જણ નીચે ઊતર્યાં. આસપાસ તપાસ કરી, પણ કોઈ દેખાયું નહિ. બૂમો પણ પાડી જોઈ પણ કંઇ જવાબ ન મળ્યો. રૂદન ધીમું ધીમું પણ ચાલતું હતું. ધ્યાનપૂર્વક કાન માંડી સૌ એ તરફ આગળ વધ્યાં. વૃક્ષની ઘેરી ઘટાઓ ખૂંદતાં ખૂંદતાં આગળ વધ્યાં ત્યાં એક જીર્ણ શિવાલય દેખાયું. પાસે જ એક નાનકડું સરોવર પણ નજરે પડ્યું. બાજુમાં વડલાઓનું એક જૂથ નજરે પડ્યું. ફરી કાન માંડતા અવાજ એ વડલાઓનાં જૂથ તરફથી આવતો લાગ્યો. ત્રણે એ તરફ વળ્યાં. દૂરથી જ ત્યાં કંઈક હાલતું ચાલતું લાગ્યું. ત્રણે જણ પાસે જઈ પહોંચ્યા ને જોયું તો એક તરતનું જન્મેલું બાળક રડતું પડ્યું હતું. પાસે જ બાળકને જન્મ આપીને બેભાન બનેલી સ્ત્રી અસ્તવ્યસ્ત દશામાં પડી હતી. કપડાં વગેરે પરથી તે કોઈ ગામડાની કે મજૂર જેવી લાગવા કરતા કંઇક અંશે આધુનિક શહેરી સ્ત્રી જેવી વધારે લાગતી હતી. પાસે કોઈ બીજું વાસણ ન હોવાથી પાસે પડેલી પોટલીમાંનું કપડું લઈ નીલમ સરોવરમાં ભીંજવી લાવી ને તેનું પાણી નીચોવી પેલી સ્ત્રીને મોઢે છાંટ્યું. આઠ દશવાર આ પ્રમાણે પાણી લાવી છાંટ્યું ને પેટે ભીનો પાટો બાંધ્યો. અતિસ્રાવને લઈને અશક્તિથી એ બેભાન બની ગઈ હોય એમ લાગતું હતું. નીલમ પાસે તેના રક્ષણનું હથિયાર હતું.

તેની પાસે પડેલા બાળકની વિધિ કરી તેને પાસેના સરોવરના ઠંડા પાણીમાં સાફ કર્યું. થોડી વારે એ સ્ત્રી ભાનમાં આવતી હોય એમ લાગ્યું. વિદ્યાએ પાસેની પોટલીમાંથી વસ્ત્ર કાઢી ઝોળી કરી. ને સૌ મળી તેને એમાં સુવડાવી ગાડા પાસે લઈ ગયા. ગાડામાં તે આરામથી સૂઈ શકે એવી ગોઠવણ કરી. હવે શું કરવું તેનો ત્રણેએ વિચાર કરવા માંડયો; ને થોડીક ચર્ચા પછી તેને વીણાને ત્યાં રાખવાનું નક્કી કરી ગાડું પાછું વાળ્યું.

વિદ્યાએ કહ્યું: "જોઈ આ પ્રભુની અગમ્ય પ્રેરણા! આપણે જે કામ માટે અહીં આવ્યા તે તો આ જોતાં નિમિત્ત જેવું જ લાગે છે. ખરી રીતે તો આ સ્ત્રી-બાળકને બચાવવા જ આપણને કોઈ અભેદ શક્તિ અહીં દોરી લાવી છે. જેવી રીતે મારી સહાય કરવા તમે આવ્યા હતા એમ જ." નીલમે જૂની વાત યાદ કરી. આવી કૃતિમાં જ પ્રભુની અગમ્ય ગતિના દર્શન થાય છે. મેનાએ પ્રભુને સંભાર્યો ને નમન કર્યું. આમ વાતમાં થોડો વખત ગયો.

થોડી વારે પેલી સ્ત્રીએ આંખો ખોલી. પોતાને ત્રણ અજાણ સ્ત્રીઓ સાથે ગાડામાં જોઈ એને આશ્ચર્ય તો થયું જ પણ તરત પોતાની વાત યાદ આવતાં શરમાઈ ગઈ ને મોઢું છુપાવી રડવા લાગી.

નીલમે તેને સમજાવતાં કહ્યું: "જો બહેન, આવી સ્થિતિમાં તારે રડવું ન જોઈએ. એથી ઊલટી તારી તબિયત વધારે બગાડીશ. અમે તારા સ્વજનો જ છીએ.

એમ માનજે. અમારાથી ગભરાવાની કે શરમાવાની જરાય જરૂર નથી.”

વિદ્યાએ કહ્યું: “ને આ બાળક તરફ તો જો ! કેવું હસે છે ? અમને ઓળખતું હોય તેમ અમારી તરફ મીટ માંડીને જુએ છે. જોયું ? પ્રભુએ આવા સુંદર બાળકની માતા બનાવી છે, ને તને રડવું આવે છે ? તું અમારામાં શ્રદ્ધા રાખી તારે જે કંઈ કહેવું હોય તે વિના સંકોચે કહી શકે છે. અમારી પાસેથી કોઇ એ વાત જાણવા નહિ પામે.”

પેલી સ્રોને આ ત્રણેનાં ચહેરાની રીત અને મમતા-ભર્યું વર્તન જોઈ એમના ઉપર શ્રદ્ધા બેઠી. તેને ખાત્રી થઈ કે પોતે ઊંચા ખાનદાનની સ્રીઓની વચ્ચે હતી, એમની વાતોથી તેનો સંકોચ ધીમે ધીમે દૂર થતો હતો. વિદ્યાની વાત સાંભળી તેણે પોતાની સાચી વાત કહેવાનો નિર્ણય કરી કહ્યું: “રંગુનની લડાઇને અંગે અમારે ઓચિંતું ભાગવું પડયું. એમાં પણ પરમાત્માનો ભેદ હશે; હું મારા પિતાથી છૂટી પડી ગઇ છું. મારૂં ખરૂં નામ તો હું તમને કોઈ પણ રીતે કહી શકું એમ નથી. પણ તમે મને રશ્મિ નામથી બોલાવજો, કારણ કે આજે મારામાં સૂર્યનાં કિરણો પ્રવેશતાં હોય એવું મને સ્વપ્ન આવ્યું છે. આજથી મારો જીવનપલટો થયો માનું છું. નાનપણમાં હું મારા માતાપિતાની અત્યંત લાડકી હતી. એમનો મારા પર ખૂબ પ્રેમ હતો. હું પાણી માગું ત્યાં મને દૂધ મળતું. મારા બધા લાડકોડ પૂરા કરવામાં આવતા. જમાના પ્રમાણે મને સર્વ પ્રકારનું

શિક્ષણ આપવા માટે ખર્ચ કરવામાં તેઓએ પાછું વાળી જોયું ન હતું. હું કોઇ મહાન વ્યક્તિ હોઉં એવી જાતનું અભિમાન એમણે મારા વખાણ કરી, કરી મૂક્યું હતું. એમના આ અતિ લાડને લીધે હું ઉદ્ધત બનતી ગઈ. મને એમ લાગતું કે હું જે બોલું છું તે જ સાચું છે હું જે વિચારૂં છું તે જ ખરૂં છે. હું જે વર્તન કરૂં છું તે જ ઉચિત છે. મારા તોરમાં ને તોરમાં હું એટલી છકી ગઈ કે અંતે સારા નરસાનો વિવેક મેં ગુમાવ્યો. મને મળેલી વિદ્યાનું બહુ ગુમાન હતું. એ અભિમાનમાં હું મારી બુદ્ધિ ખોઇ બેઠી. એટલે સારા પૈસાવાળાના છોકરાઓ જોઇ તેમને આકર્ષણ કરવા હું પ્રયત્ન કરતી. એમને મારા સંગીતમાં મુગ્ધ કરતી, અને એમના પર મારૂં સામ્રાજ્ય જમાવી દેતી. મને એમની સામ્રાજ્ઞી બનવાના મારા શોખને ખાતર મારી આ દશા થવાની છે એનું મને તે વખતે જરાય ભાન ન હતું. તે વખતે જો કે હું પાપાચારને ધિક્કારતી હતી છતાં પુરુષો ઉપર સત્તા ભોગવવાની પ્રબળ વૃત્તિ મને એમના સંપર્કમાં રહેવા સતત દોર્યા કરતી.

"મને હવે આજ સમજ પડે છે કે મારા માતા-પિતા મારા પર આટલો પ્રેમ શા માટે રાખતાં હતાં મારા આટલા લાડકોડ શા માટે પૂરતાં. મને દરેક વિષયમાં નિપૂણ બનાવવાની તેમની ધગશ પ્રેમને બહાને, મને શાને માટે તૈયાર કરી હતી એનો મને હવે ખ્યાલ આવે છે. તેઓ ધનના ભૂખ્યાં હતાં. મને કોઈ ખૂબ ધનાઢ્યના ગળે વળગાડી તેના ધન પર પોતે તાગડધીન્ના કરવાની મનોવૃત્તિ સેવતાં

હતાં. મધ્યમ સ્થિતિના છતાં સારા સજ્જનોની સાથે તેઓ મને કદી મળવા દેતા નહિ. ગમે તેટલા દુરાચારી કે સ્ત્રી-લંપટ છતાં અતિ ધનાઢય કુટુંબો, ને એમના પુત્રોની સાથે હળવા ભળવા માટે તેઓ હમેશાં મારા ઉપર દબાણ કરતાં. મારું નિર્દય હૈયું જે આવા દુરાચારને ધિક્કારતું તેને તેઓ આવા લોકોના સાથમાં ધકેલતા. અને કેટલીક વાર મને આનંદનું સાધન માનનારા આવા લોકોના હાથમાં હું શિકાર બનતી આમ છતાં હમેશાં હું કોઇ ને કોઈ રીતે છટકવા પ્રયત્ન કરતી જ રહેતી. એક વાર હું એવા જ એક દુષ્ટના હાથમાં સપડાઈ પીણામાં કંઇક ભેળવી તેણે મને બેભાન બનાવી અને આજે તમે મને આ સ્થિતિમાં જુઓ છો." બોલતાં બોલતાં તેની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. તેણે રડી દીધું ને ક્ષણમાં પાછી બેભાન થઈ ગઇ. બાળક ઊંઘતું હતું. ગાડું ધીમે ધીમે માર્ગ કાપી રહ્યું હતું. સાથે હતું તે પાણી રશ્મિના મોં પર છાંટી એમણે તેને ભાનમાં લાવવા પ્રયત્ન કર્યો, પણ પાણી ઓછું હતું એટલે કંઇ પરિણામ ન આવ્યું. આગળ જતાં એક કૂવો દેખાયો. ગાડું ઊભું રાખી એમણે કૂવામાંથી પાણી લીધું. ફરી તેમણે રશ્મિના મો પર પાણી છાંટવા માંડયું. થોડું પાણી એના મોમાં પણ રેડયું. પણ રશ્મિ ભાનમાં ન આવી

આવી જ સ્થિતિમાં ગાડું વીણાના ઘર પાસે પહોંચ્યું. ગામના એક હોશિયાર વૈદ્યને બોલાવી રશ્મિની નાજુક સ્થિતિનો ખ્યાલ આપ્યો. વૈદ્યે રશ્મિની હાલત જોઇ તુરત ઉપચાર શરૂ કર્યા.

રશ્મિની તબિયત કંઈક ઠીક લાગી. તે ભાનમાં આવી એટલે વીણાને તેની સારસંભાળ સોંપી ત્રણે જવા ઊપડયા. વીણાને તેઓએ બધી વાતથી વાકેફ કરી હતી. જતી વખતે રશ્મિએ મેનાને કહ્યું: "તમે જાઓ છો તો કૃપા કરી આ બાળકને મારી પાસેથી લઈ જાઓ. એ જ્યાં સુધી નજર સામે હશે ત્યાં સુધી મને પાછલી વાતો યાદ આવ્યા કરશે ને કદાચ એ દુઃખમાં હું ગાંડી બની જઈશ ને કાં તો આપઘાત કરી બેસીશ. મને તમારે નવું જ જીવન જીવવા દેવું હોય તો મહેરબાની કરી તમે આ બાળકને મારી નજરથી દૂર લઈ જાઓ."

"અમને તો કંઈ જ વાંધો નથી." વિદ્યાએ કહ્યું: "પણ તારો જીવ કેમ ચાલે છે એનો જ મને તો વિચાર થાય છે."

"બાળક મારું છે પણ જ્યારે યાદ આવે છે કે એ મારા માબાપની ધનલોલુપતા અને બદમાશીનું ફળ છે; ત્યારે મને મારી જાત પર તિરસ્કાર આવે છે. આ બાળક મને સતત એની યાદ અપાવ્યા કરશે ને મને આવ્યા કરશે. માટે મહેરબાની કરી એને મારી પાસેથી દૂર કરો."

"એમ કર બહેન, તું એને થોડા દિવસ તારી પાસે રાખ. અત્યારે તારે એની જરૂર ન હોય તો પણ એને તારી જરૂર છે. પંદર દિવસ પછી વીણા બહેન આવશે ત્યારે એને સાથે લઇ આવશે. તેટલા વખતમાં અમે એની વ્યવસ્થા કરી નાખીશું." વિદ્યાએ કહ્યું.

રસ્તે જતાં મેનાને રશ્મિના જ વિચાર આવ્યા કર્યા.

એણે કહ્યું: " વિદ્યા બહેન, રશ્મિની વાત સાંભળી મારૂં તો કાળજું કપાઈ જતું હતું."

" અરે એ તો પુરુષોની જાત! એમના આવા પરાક્રમો-ની તો હદ જ નહિ." નીલમે પુરુષ જાતિ પર પોતાનો રોષ ઠાલવ્યો.

" પણ એના માબાપ કેવા! આવા ફૂલ જેવી દીકરીનું આમ સત્યાનાશ વાળ્યું આખી જિંદગી બગાડી!" મેનાને ખૂબ દુ:ખ થતું હતું.

" કોઈ પણ ચીજ અતિ થાય ત્યારે એનું આવું પરિ-ણામ આવે." વિદ્ય એ કહ્યું: " એના માબાપની ધનલોલુપતા કેટલી અમર્યાદિત હશે. એની કલ્પના આપણે આ પરિણામ પરથી કરી શકીએ છીએ." વિદ્યા દુ:ખી દિલે બોલી.

" મને તો એવી ચીઢ ચડે છે," નીલમનો રોષ ઊતર્યો ન હતો. " કે એના માબાપ હાથમાં આવે તો એનો ટોટો જ પીસી નાખું. એ તે માબાપ છે કે દુશ્મન?" વાત ચાલતી હતી ત્યાં સ્ટેશન આવ્યું. ને સૌ ટ્રેન આવવાની રાહ જોતાં વેઈટીંગ રૂમમાં બેઠાં.

૧૫

## એ ચિત્રસેન કોણ ?

પંદર દિવસ તો પવન વેગે પસાર થઈ ગયા. પંદરમે દિવસે સહુ વીણાની રાહ જોઈ રહ્યું હતું. અચાનક કોઈએ આવી વિદ્યાનું નામ પૂછયું. અને એ જ ઘર છે એ ખાત્રી કરી એક બાઇને અંદર બોલાવી. પેલી બાઈના હાથમાં એક બાળક હતું. તેણે વિદ્યાને એ બાળક સોંપ્યું અને હાથમાં એક પત્ર મૂકયો. વિદ્યાએ કાગળ વાંચવા માંડયો. મેના ને નીલમથી રહેવાયું નહિ. તેમણે પણ તેમાં ડોકું ઘાલ્યું.

"સૌ વ્હાલાં મેના બ્હેન, વિદ્યાબ્હેન તથા નીલમ,

"તમને પંદર દિવસનો વાયદો આપ્યા છતાં હું આવી નથી શકી. તમે મારા પર ચિડાશો એ હું સારી પેઠ જાણું છું. પણ અનિવાર્ય સંજોગો મને લાચાર બનાવે છે. રશ્મિ તમારા ગયા પછી બે દિવસ ફરી બેભાન રહી હતી. પછી

ઠીક લાગતું હતું પણ બાળકને જોતાં જ એ વિચારે ચડી જતી હતી. ચાર દિવસ પહેલાં તે ફરી બેભાન થઇ હતી. ને કંઇ કંઈ ગાંડા જેવું લવતી હતી. બીજે દિવસે તે કંઈક ઠીક હતી. ગઈ કાલથી વધુ સારી છે. પણ તેમણે સ્મૃતિ ગુમાવી હોય એમ લાગે છે. બાળક તરફ જોઈ એ હને બહુ વિચારે તો નથી ચડતી. પણ કોઇ અજાણ્યાની જેમ તેની તરફ ટીકી ટીકીને જોયા કરે છે.

"મને લાગે છે કે રશ્મિના પોતાના ભવિષ્યના ભલા માટે પણ આ વિસ્મૃતિ સારી છે. બાળકને એની નજરથી દૂર કરવામાં આવે તો એની લોપ થતી જતી સ્મૃતિને મદદરૂપ થઈ પડે. વળી આવી સ્થિતિમાં એ માતા તરીકે બાળકને ઉપયોગી તો નથી જ રહેતી. આમ વિચાર કરી. બાળકને ત્યાં મોકલી આપું છું. આશા રાખું છું કે તેની વ્યવસ્થા તમે કરી જ રાખી હશે. ત્યાં બાઈની વ્યવસ્થા ન થાય તો આ બાઈ પણ ઉપયોગી થઈ પડશે એમ ધારી તેને પણ સાથે જ મોકલી છે.

"અહીં બધું ઠીક છે. રશ્મિને હમણાં તો કંઈ પણ કામ શી રીતે સોંપાય ? મને આવતાં સહેજે બે મહિના નીકળી જશે. એમ છતાં મારો પત્ર ન આવે ત્યાં સુધી કોઈને તેડવા ન મોકલશો.

એ જ લી. વીણાનાં પ્રણામ."

ત્રણે જણા આ પત્ર વાંચી નિરાશ તો થયા પણ જે થયું તે ચલાવી લીધા વિના છૂટકો ન હતો. એમણે પેલા

બાળકની વ્યવસ્થા કરી નાંખી, અને બે મહિના કયારે વીતે ને વીણા કયારે આવે તેની વાતો કરતાં છૂટાં પડયાં.

* * *

રાહ જોતાં જોતાં બે મહિના પણ પસાર થઈ ગયા. પણ વીણા કે એના કાગળનો પત્તો ન હતો. આખરે નીલમે એને કંઈ પણ જણાવ્યા વિના ત્યાં જવાનો નિશ્ચય કર્યો. મેના ને વિદ્યા સાથે વાતચીત કરીને તે ઊપડી.

ત્યાં પહોંચતા તેણે જોયું કે વીણા ઘેર ન હતી. રશ્મિ પણ ત્યાં દેખાતી નહોતી, તપાસ કરતાં ખબર પડી કે બંને ખેતરે ગયાં હતાં. નીલમ ત્યાંથી એક જણને સાથે લઈ ખેતરે જવા નીકળી.

ત્યાં જતાં રશ્મિ પહેલી એની નજરે પડી. કયારામાંનાં કાંકરા કાઢી જમીન પોચી કરી એ રોપા વાળી રહી હતી. એનાં મોઢા પરથી જાણે તે પોતાના ઘરમાં જ કામ કરી રહી હોય એવું લાગતું હતું. જરા દૂર, વીણા બધાં કામ કરતાં હતાં તે પર દેખરેખ રાખતી ઊભી હતી. અચાનક તેની તજર નીલમ પર પડી. તેણે બૂમ પાડી કહ્યું: " અલી ઓ શુભેચ્છક ! મારી પરવાનગી વિના કેમ તારૂં અહીં આગમન થયું ?"

નીલમે પાસે જઈ કહ્યું: " પહેલાં તો મને લાગ્યું કે તું બેદરકાર છે. પણ પછી તો ખાત્રી થઈ કે તારી તો આવવાની દાનત જ નથી. તારે આવવું હોય કે નહિ પણ મારે તને લઈ જવી છે."

મેનાએ કે વિદ્યા એ કે નીલમે શેઠે કરેલા વીલની વાત વીણાને કહી જ નહોતી. કારણ કે વીણાનાં વિચારો તે જાણતા હતા. અને વીણા હઠે ચડે તો તેને કોઈ રીતે ફેરવી ન શકાય. એ બીકે શેઠની વાતથી તેને સાવ અજાણ રાખી હતી. પણ વજ્રેશ્વરી જેવા પાસેનાં સ્થળે હોય તો ગમે ત્યારે આ બંનેને મેળવી શકાય એ વિચારે નીલમ તેડવા આવી હતી.

"પણ અહીંનું આ કામ જોયું ? આ બધું કોણ કરશે ?" વીણાએ કારણ બતાવતાં કહ્યું: "અહીં ધ્યાન ન રાખીએ તો પાક ઓછો થાય, ને એકંદરે નુકશાન આપણ-ને જ વેઠવું પડે વળી હવે હાથશાળનું કામ વધ્યું છે. એ બધી વ્યવસ્થાનો વિચાર તમે કોઇએ કર્યો છે ? કોઇ અનુભવીને હોશીયાર કાર્યકર બહેનને મોકલો પછી હું આવું. છે કોઈ એવું ?"

નીલમે થોડો વિચાર કરી કહ્યું: "હા, એવી એક બહેન છે ખરી રૂપા ત્યાં ઘણું કામ કરે છે. મને લાગે છે કે એ આવે તો આ બધું સંભાળી લે. ચાલ, આપણે આજે જ તાર કરીએ કે રૂપાને મોકલે."

"ના. એમ નહીં !" વીણાએ કહ્યું: "એ આવે, હું એની સાથે થોડો વખત રહું. એને કામ કરતી કરી દઉં, ને પછી આવું."

"એટલે સહેજે બીજા બે મહિના નીકળી જાય, ખરૂં ને ? તારે કામની પડી છે. ને અમારી લાગણીની તો જાણે કંઈ પડી જ નથી, નહિ ?"

"જા, જા, ગાંડી ! તમારી લાગણી હું કદી ભૂલી શકું ? પણ ચાલો હવે ઘેર જઇએ. જો પેલી તમારી રશ્મિબાળા, આજે એ બધું ભૂલી ગઈ છે. એ પણ એક રીતે સારૂં જ થયું, એમ ન થાત તો આજે એની તબિયત આવી મસ્ત ન થઈ હોત." વીણાએ રશ્મિને પાસે બોલાવી નીલમ જોડે ઓળખાણ કરાવી. નીલમે જોયું કે ખરેખર રશ્મિ તેને જરાય ઓળખતી નહોતી. વીણાએ બીજી એક સ્રીને કામ પર ધ્યાન રાખવાનું કહ્યું ને ત્રણે ઘર તરફ વળ્યા.

રશ્મિ સૌથી પહેલી અંદર ગઈ. નીલમ ને વીણા આવી પહોંચ્યાં. એટલામાં રશ્મિએ બહારના ભાગમાં ખાટલો ઢાળી ઉપર ગાદલાં પાથર્યાં ને ધોળી ફૂલ ચાદર બિછાવી દીધી. બંને ખાટલા પર બેઠા. રશ્મિએ પાણી લાવી બંનેની સામે મૂક્યું. નીલમ રશ્મિની ચપળતા જોઇ રહી હતી. ઊગતા નૈસર્ગિક તેજની છાયા તેના મુખ પર પથરાઈ રહી હતી. ઊગતા લોહીની નિશાની રૂપે તેના ગાલ પર લોહીની ટશરો ફૂટતી હોય તેવો ભાસ થતો હતો. શહેરની બાલિકાઓ કે યુવાન સ્રીઓ પફ અને પાવડરથી ગાલ પર પાથરતી કૃત્રિમ લાલી કે મેકપમાં કલાકો ગુમાવતી માનુનીઓ કરતાં આ સાદા ગામડિયા કપડામાં અને નિર્દોષતામાં મહાલતી બાળા વધારે રમણીય લાગતી હતી. નીલમને તેના લાલ લાલ ગુલાબનાં ફૂલ જેવા ગાલો પર ચૂંટી લેવાનું મન થયું. પણ તેને સંકોચ થયો અને માંડ મનને કાબૂમાં રાખ્યું. તેમને પાણી પાઈ રશ્મિ અંદર ગઇ. તેની પાછળ પાછળ નીલમની આંખો ફરતી હતી. અચાનક તેનું ધ્યાન સામેની ભીંત પર પડ્યું. તેનાથી અચાનક બોલાઇ ગયું:

"ઓહ! આ શું? આટલાં સુંદર ચિત્રો?" તેણે આવા સ્થળે આટલી કળા પથરાઈ હશે એવું તો ધાર્યું જ નહોતું. નીલમ ઊઠીને ભીંત પરનાં એ ચિત્રો જોવા લાગી.

ભીંત પરનાં રંગબેરંગી ચિત્રો હારમાળામાં હતાં. એક તરફ રામચંદ્રજીનું જીવન આલેખાયેલું હતું. રામજન્મથી માંડીને લવ–કુશ મિલન સુધીનાં બધા જ પ્રસંગોની મળી આખી રામલીલા આલેખાયેલી હતી આંખ સામે આખું રામાયણ જાણે તાદૃશ ખડું થતું હતું. બીજી તરફ કૃષ્ણ-જન્મથી માંડીને યાદવોના સંહાર સુધીનાં સર્વ પ્રસંગોની હારમાળા પથરાયેલી હતી. ગોકુળ–મથુરા જાણે આંખ સામે ઊભા થતાં હતાં. ત્રીજી તરફ મહાભારતના કૌરવ–પાંડવોના ચિત્રોની હારમાળા પથરાયેલી હતી. ભારતનાં સંસ્કાર-જીવનની આખી કથા બોલવા માટે જાણે ભીંતોને જીભ મળી હતી.

નીલમ આ ચિત્રો જોવામાં એટલી બધી તલ્લીન બની ગઈ હતી કે વીણાએ તેને બે ત્રણ વાર બોલાવી તેનો પણ ખ્યાલ ન રહ્યો. અંતે રશ્મિ તેનો હાથ પકડી તેને વીણા પાસે ખેંચી ગઈ ત્યારે જ તેના મનપંખીના પગને પૃથ્વીનો સ્પર્શ થયો. તેણે વીણાને કહ્યું:

"વીણા બહેન, તમે તો જાણે કોઈ કલાગૃહમાં જ વસતાં હો એમ લાગે છે. રામયણ, મહાભારત અને કૃષ્ણ-લીલાનાં ચિત્રોની આ સુંદર હારમાળા જોયા પછી બીજું કંઈ જોવાનું મન જ નથી થતું. આ બધાં ચિત્રો કોણે ચીતર્યાં? કોઈ જબ્બર કારીગર લાગે છે?"

"હા, અમારા ગામમાં એક ઉત્તમ ચિત્રકાર આવ્યા છે. દશ-પંદર મિનિટમાં તો આબેહૂબ ચિત્ર દોરી આપે. તારે દોરાવવું છે ?" વીણાએ પૂછ્યું.

રશ્મિ વચ્ચે જ બોલી: "હવે જમીને પછી જ બોલાવજો એને."

થોડી વાર આમ તેમ વાતો થઈ રહી. વીણાએ વિદ્યા, મેના વગેરેનાં સમાચારો અને એમની પ્રવૃત્તિઓ વિષે પૂછ્યું. જમવાનો વખત થતાં સૌ જમવા બેઠાં. આજની રસોઈ રશ્મિને હાથે થયેલી હતી. નીલમને પણ કકડીને ભૂખ લાગી હતી, રશ્મિ તેને ઘણા આગ્રહપૂર્વક પીરસતી હતી.

નીલમ આજે રશ્મિ પ્રત્યે ખૂબ જ આકર્ષાઈ હતી. રશ્મિ તેને તદ્દન નિર્દોષ અને ભાવનાપ્રધાન પ્રેમાળ બાળા લાગી. ખાતાં ખાતાં પણ તે રશ્મિ પ્રત્યે વારંવાર જોઈ લેતી. જૂના વાતની તેને તદ્દન જ વિસ્મૃતિ થઇ હતી તેની નીલમને ખાત્રી થઈ. રશ્મિમાં પણ આજે ઘણો જ ઉત્સાહ દેખાતો હતો.

જમીને સૌએ થોડો આરામ લીધો. ત્યારબાદ વીણાએ રશ્મિ સાથે કંઈક ગુપ્ત વાતો કરી અને બન્ને નીલમ પાસે આવ્યા અને શાન્તિથી બેઠા. પછી કંઈ વાત શરૂ થતાં વીણાએ નીલમને ચિત્રકારને બોલાવવાનું પૂછ્યું. નીલમે હા પાડતાં વીણાએ રશ્મિને તેને બોલાવવા મોકલી નીલમ ઝડપભેર દોડી જતી. રશ્મિને જોઈ રહી તેણે વીણાને

કહ્યું: "ભગવાને નવરે દિવસે આને ઘડી લાગે છે, નહિ વીણા ? તને અમારી પાસે ન આવવાનું કારણ આ બાળાનો સ્નેહ હોય એમ મને લાગે છે."

"નારે, ના. એવું તો કંઈ નથી. પણ તને નારાજ કરે એવી એક વાત છે. મારામાં તને કંઈ ફેર લાગે છે ?"

"હા, તું બહુ રંગમાં હો એમ લાગે છે." નીલમે સ્મિત વેરતાં કહ્યું

"મારામાં આટલું પરિવર્તન કેમ થયું એ જાણી તને ગ્લાનિ થાય એવું મારાથી એક કાર્ય બની ગયું છે. પણ તને દુઃખ ન થાય તો જણાવું. તારાથી મારે કંઈ ખાનગી રાખવું નથી." વીણા ગુન્હેગારની દૃષ્ટિએ તેની સામે જોઈ રહી.

"તારા વર્તનથી મને દુઃખ થાય એ તો હું માનતી જ નથી. વાત કરવામાં સંકોચ ન રાખ. ખુશીથી તારી વાત કહે." નીલમે કહ્યું.

"મને એક જણ સાથે સ્નેહ થયો છે. આ ચિત્રોએ મને મોહિની લગાડી છે. જોયા ને આ ચિત્રો ? જે ચિત્રકારને આપણે બોલાવ્યો છે, તેના પ્રેમમાં આજ તો હું શેઠને પણ ભૂલી ગઈ છું. અને એક રીતે કહું તો તમારી સાથે ન આવવાનું કારણ પણ આ ચિત્રકાર છે તેની પ્રેમભરી લાગણી મને અહીંથી દૂર જવા ના પાડે છે."

પહેલાં તો આ સાંભળી નીલમને ઘણો જ આઘાત થયો. હૈયે હાથ મૂકીને ધબકતા હૈયાને શાન્ત પાડવા પ્રયત્ન

કર્યા અને થોડીવાર મૌન રહી. થોડીવાર પછી વિચારમાળા પાછી ચાલી. અને શંકાશીલ બનતાં વિચાર ઉદ્ભવ્યો. ખરેખર એમ જ હોય તો અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરતા શેઠનું શું? તે મનમાં જ બબડી, ફરી વિચારે પલટો ખાધોઃ આવું કદી બને જ નહિ. હવે તેને જરા હિંમત આવી અને સ્વસ્થ થતાં મોટેથી બોલીઃ "કદી સૂરજ પશ્ચિમમાં ઊગે તો ઊગે પણ તું આવું કરે એ માનવા મારૂં હૃદય સાફ ના પાડે છે." તેના આત્માએ જાણે પોકાર કર્યો હોય એમ નીલમે નિશ્ચયપૂર્વક કહ્યું.

"નીલમ માણુસનાં મનને ઓળખવું બહુ કઠણ છે, હો?" વીણા મનમાં મુસ્કરાતી બોલી.

"એ ગમે તેમ, પણ હું તારી વાત નથી માની શકતી." નીલમ ખરેખર માની ન શકી.

આ વાત ચાલતી હતી ત્યાં એક યુવાને પ્રવેશ કર્યો. તેણે રેશમી અચકન, સુરવાલ, પગમાં મખમલની મોજડી ને માથે સુંદર રેશમી સાફો પહેર્યો હતો હાથમાં હાથી-દાંતની લાકડી ફેરવતો, મોમાં પાન ચાવતો હતો. પાનથી મુખની શોભામાં ઓર લાલી છાઈ રહી હતી. અત્તર અને પાનની સુવાસે વાતાવરણ ભરી દેતી સુગંધ પ્રસરાવતો યુવાન પાસે આવ્યો. નીલમે એના મોં સામું જોયું ને કોણ જાણે કેમ એને પણ પ્રેમનો ઉમળકો આવ્યો. જાણે મા જણ્યો ભાઈ હોય એવો ભાવ થયો. વીણા આને માટે જ કહેતી હતી? ખરેખર એને જોઈને કોઈ પણ આકર્ષાય એવું હતું. વીણા તો એની હાજરીમાં સોળે કળાએ ખીલેલી

જણાતી હતી. તે જોઈ નીલમને ગ્લાનિ થઈ, તેનું અંતર ઘવાયું.

"આવો, ચિત્રસેન" વીણાએ આવકાર આપ્યો. "આ મારા નીલમ બ્હેન, મારે માટે બ્હેન કરતાં પણ વધારે છે. એમનું ચિત્ર દોરી આપો. જો જો હોં, એવું દોરજો કે હમેશાં તમને યાદ કર્યા કરે."

"તમારે વધુ નહિ કહેવું પડે." ઓછું સ્મિત કરતાં તેણે જવાબ આપ્યો.

તેનું સ્મિત અને તેનો સ્વર નીલમને પરિચિત લાગ્યાં. તેણે ચિત્રસેનને ધારી ધારીને જોવા માંડયો. ચહેરો પણ કયાંક જોયો હોય તેમ લાગ્યું. પણ તે વધારે વિચારી શકી નહિ. તેની મતિ ગુમ થઈ હોય એમ તેનાથી કંઇ જ બોલાયું નહિ તેમ અણગમો પણ પ્રત્યક્ષ દેખાડી શકાયો નહિ.

"જુઓ નીલમ બ્હેન !" ચિત્રસેને તેના વિચારોમાં ખલેલ પાડી "તમે જરા આમ બેસો. મોઢું જરા ઊંચે, હં, બસ જરા આમ બસ; હવે આમ જ સ્થિર બેસી રહેજો. જરા હાસ્ય વેરો. જો જો હાલતા નહિ, હોં." ચિત્રકારમાં ખરેખર કંઇક જાદુ ભર્યું હતું.

દશેક મિનિટમાં ચિત્ર તયાર થઈ ગયું. મુખ પરની એકેએક રેખા ઝીણવટ અને કાળજીપૂર્વક દોરાઈ હતી. ભાવ પણ આબેહૂબ આલેખાયો હતો. મનને આકર્ષક, જાણે ચંદ્રમાના શીતળ અગ્ની નીતરતા હોય એવું આલ્હાદક

મુખારવિંદ, ભવ્ય કપાળ, કમળને સંકોચાઈ શરમાવું પડે એવા અણિયાળાં મીઠાં નયન. કામદેવના ધનુષ્યની કમાનને આંટી દે એવી વળાંક લેતી ભ્રમર, અણિયાળી નાસિકા, ગુલાબના ફૂલ જેવા લાલિમાભર્યા કપોલ, ઉષાનાં રક્ત રંગોની હરિફાઇ કરતાં હોય એવા પ્રવાલ જેવાં લાલ અધર, જાણે હમણાં જ મુખકમળમાંથી મુક્તાફળ ઝરશે, એમ જરા અધાં-ખુલાં દીસતાં અને મોહક હાસ્ય વેરતા હતાં. વસ્ત્રોમાં પણ રંગની જમાવટ વધારે ઓપતી હતી. એટલે ચિત્ર દોરનાર કોઈ પ્રખર ચિત્રકાર હોય એવો ભાસ થતો હતો. ચિત્ર કોઈ અજબ કલમે દોરાયું હોય એમ સર્વ કળા દૃશ્યમાન થતી હતી. કેસરી સાડી તેના ઉપર સોનેરી કોર. ચોકલેટ જરીનું બ્લાઉઝ, ખભા પરથી સરતો સાડી અને તેની વળતી આછી કરચલીઓ. કરકંકણની દીપતી સુંદર ભાત અને દરેક રીતે નીલમની સુંદરતામાં વધારો કરે એવું આંખને અજબ આકર્ષણમાં આંજી દેતું ચિત્ર નીલમના હાથમાં મુકાયું.

વીણા પણ નીલમ પાસે ગઈ અને બંને ચિત્ર જોવામાં મુગ્ધ બન્યા. ચિત્રકાર તો બીજું ચિત્ર દોરવામાં લીન થયો હતો. તેનું ભાન નીલમને કે વીણાને નહોતું. તે તો દોરેલું ચિત્ર જોવામાં મશગૂલ હતા ચિત્રકારની ઘડાયેલ પીંછી કોઇ જાદુઈ પીંછી હોય એમ લાગતું હતું. કઈ લાઇન કેમ દોરી અને એ લાઈનથી ચિત્રની શોભા કેમ વધારી એ જોવામાં બંને તલ્લીન હતાં ચિત્ર જાણે હમણાં જ બોલશે. જાણે ચિત્રકારે તેના હૈયાની વાત તેને કહેવા દોર્યું હોય

એમ નીલમને લાગ્યું. શ્રીકૃષ્ણની મધુર બંસરીએ જેમ અનેક ગોપીઓને મોહમુગ્ધ બનાવી હતી તેમ આ ચિત્રનું અલૌકિક આકર્ષણ જોઈ નીલમ પણ મુગ્ધ બની હતી. તેનાથી બોલી જવાયું.

" હીરલો હાથ લાગ્યો છે, વીણા બહેન ! અજબ જાદુ છે આ ચિત્રકારમાં. ખરેખર ચિત્ર અતિ મોહક બન્યું છે. ધન્ય હો ચિત્રકાર ધન્ય હો." નીલમ અને વીણા, ચિત્ર જોવામાં પાછા એકધ્યાન બન્યા. ભ્રમર જેમ કમળની મીઠી સુવાસે તેમાંથી બહાર નથી નીકળી શકતો તેવી જ સ્થિતિ આ બંનેની થઈ હતી.

" નીલમ બહેન ! જુઓ આ બીજું ચિત્ર." નીલમનું ધ્યાન ચિત્રમાંથી ખસ્યું નહિ. બે ત્રણ વાર ચિત્રકારે તેનું ધ્યાન ખેંચ્યું પણ નીલમ તો પોતાનાં ચિત્રમાં જ સમાધિસ્થની સ્થિતિ ભોગવતી હતી. આખરે ચિત્રકાર તેની નજદીક ગયો અને પહેલા ચિત્રના પ્રતિકારરૂપે બીજું બદસૂરત ચિત્ર તેની આંખ સામે ધર્યું, ત્યારે જ નીલમ જાગૃત થઈ.

બીજું બદસૂરત ચિત્ર જોતાં જ નીલમનો આનંદ અલોપ થયો. ચિત્રકાર માટેનાં ઉમદા વિચારો ધીમે ધીમે અલોપ થતા ગયા. ચિત્રકાર જરા ઝડપથી સરી ગયો ન હોત તો કયારનું એ ચિત્ર નીલમે ઝડપી લીધું હોત. ચિત્રસેને છેટે ઊભી એ ચિત્ર નીલમને દેખાય તેમ ધર્યું. અને બોલ્યો આ ચિત્ર તો પ્રદર્શનમાં મૂકવું પડશે. મને આ માટે પહેલું ઈનામ મળશે. આ સાંભળી નીલમનો બધો

ગર્વ ત્યાં જ ગળી ગયો. તે હમણાં જ રડી પડશે કે શું એમ થયું. ચિત્રકાર દૂર ઊભો ઊભો હસતો હતો. આ જોઇ નીલમના ગુસ્સાનો વેગ વધ્યો. તે ચિત્રકારનું ધ્યાન ચુકાવી દોડી. પણ ચિત્રકાર ચેતી ગયો. એક પળ માટે બચી ગયો. ચિત્ર લેવા માટે લંબાવેલો હાથ હવામાં જ અદ્ધર લટકતો દેખાયો અને તે અતિ નિરાશ બની. તેને ત્યાં ઊભવું ભારે લાગ્યું.

તેની મુખાકૃતિ જોઇ વીણાથી મોટે મોટે હસી જવાયું. તેનું હાસ્ય કાબૂમાં ન રહ્યું. તે એટલું બધું હસી કે નીલમના મુખ પર તેને માટેના તિરસ્કારની રેખા તરવરી. તેણે વીણાને આટલું બધું હસતાં કદી જોઈ નહોતી, ચિત્રકારે વીણાને મોહમંત્રથી વશ કરી હોય, તેના જાદુથી જાણે વીણાને બાંધી લીધી હોય, એમ પર અપરનાં ભેદને તે ભૂલી ગઈ લાગી.

નીલમ મનમાં જ બબડી: "મારા કરતાં પણ ચિત્રકાર માટે વધારે માન? વીણાને આ થયું છે શું? કેવું અજાયબ પરિવર્તન! નીલમને ક્રોધ અને અપમાનને લીધે થાક ચડી આવ્યો, તે થાકીને ખાટલા પર નિરાશ વદને બેઠી. ચિત્રકાર થોડે દૂર ઊભો ઊભો મલકાયા કરતો હતો. વીણાનું હાસ્ય હજુ ચાલુ જ હતું. એટલે નીલમના ક્રોધાગ્નિમાં ઘી હોમાતું હતું. તે હવે ચિત્રકાર પાસેથી ચિત્ર લઇ શકે તેમ નહોતી. અને જ્યાં સુધી એ બદસૂરત ચિત્ર તેના હાથમાં ન આવે, ત્યાં સુધી તેને ચેન પડે તેમ નહોતું. તેને ચિત્રકારના વર્તન ઉપર વધારે ક્રોધ ચડતો હતો. ગુસ્સાથી તેનું મુખ લાલ બન્યું હતું. આંખોમાંથી અંગાર

ઝરતા હતા. ત્રીજું નેત્ર તેની પાસે હોત તો જરૂર ચિત્રકારને બાળીને ભસ્મ કરી દીધો હોત. નીલમ વળી વિચારે ચડી. પહેલે જ પ્રસંગે ચિત્રકાર તેની આમ હાંસી ઉડાવે એ તેના અભિમાની સ્વભાવથી સાંખી શકાયું નહિ તે ચિત્રકારને પોતાનો પંજો બતાવવા વેગથી ઊઠી, ચિત્રકારે આ જોયું પણ તે હવે તેને વધારે સતાવવા ઈચ્છતો નહોતો, નીલમ પાસે આવી અને ચિત્રકારના મુખ પર જોસથી તમાચો મારવા હાથ ઉગામ્યો. ચિત્રકાર જાણીને નીચો નમ્યો અને નીલમનો હાથ જોસથી તેના સાફા પર અથડાયો. સાફો ઘણો દૂર ઊડી ગયો. ચિત્રકાર જો ચેત્યો ન હોત તો જરૂર તેનાં બત્રીસ દાંત ત્યાં જ તૂટી પડયા હોત.

ચિત્રકારનો સાફો ઊડયો અને ચિત્રકારને બદલે ચિત્રલેખા તેને દેખાઇ. તેની સુંદર નાગફેણ જેવી વેણી નીલમની દૃષ્ટિએ પડી. તે શરમિંદી બની ગઈ. તેણે ચિત્રકારના મુખ સામે જોયું અને એકદમ તે તેને ભેટી પડી. અને પ્રેમથી બે ચાર ટપલી ગાલ પર લગાવી બોલી: "કેટલી રમતિયાળ છોકરી છે !"

"મને આટલી બધી અકળાવી તો હવે તું પણ જોઈ લેજે. હુ તને પણ અકળાવું છું." નીલમે તેને ખૂબ દાબી અને વીણાએ તેને મીઠા સ્મિતે છૂટી પાડી, અને ત્રણે જણા ખૂબ હસવા લાગ્યા.

નીલમે કહ્યું: "આ કોનું તરકટ હતું ? બોલ ?" રશ્મિથી હવે છૂપું રાખી ન શકાયું. તેણે કહ્યું: "આ બધી યુક્તિ તમને ચીડવવા માટે રચાઈ હતી. વીણાબા તમારૂં પારખું લેવા

માંગતા હતા. તમે કેવા ચિડાતા હતા તે જોવાની તો બહુ ગમ્મત આવી. અને ચિત્રસેનના બત્રીસ દાંત પાડવાની તમારી ઉમેદ મેં કેવી ભાંગી પાડી !" વળી ત્રણે જણા ખૂબ હસવા લાગ્યા.

સાંજ પડવા આવી હતી. એટલે રશ્મિ કપડાં બદલાવવા ચાલી ગઈ. નીલમના આનંદનો પાર નહોતો. રશ્મિ ઉપર એને કુદરતી જ પ્રેમ આવતો હતો અને હવે તેની આટલી બધી ચતુરાઈ જોતાં ખરેખર તે વીણાની જેમ જ તેની પાછળ ઘેલી બની ગઈ હોય એમ લાગતું હતું.

વીણાએ કહ્યું : "નીલમ તને માઠું તો નથી લાગ્યું ને ?"

"નારે ના, ખરેખર આજે ઘણે દિવસે આટલું હસવું આવ્યું. વીણા બહેન, રશ્મિ તો ખરેખર રત્ન છે. જેટલી એ ચિત્રકળામાં પ્રવીણ છે એટલી જ વેષપલટો કરવામાં પણ હોશિયાર છે. મને કંઈક તેનો સાદ પરિચિત લાગતો હતો, પણ તેનું એવું જાદુ હતું કે કંઈ બોલી શકાતું નહોતું. કંઈક જાણીતું મોઢું લાગ્યું. પણ રશ્મિ હશે એ તો ખ્યાલ જ ન આવ્યો. ચિત્રસેનની હાજરીમાં રશ્મિ કેમ નથી દેખાતી એટલો પણ ખ્યાલ આવ્યો હોત તો પણ કંઈક સૂઝત. પણ ચિત્રસેન તો ચિત્રસેન ! જાણે એનો હૈયામાં ચીતરાઇ રહ્યો હોય એમ લાગે છે. તમે એના મોહમાં પડો એમાં નવાઈ જેવું હવે નથી લાગતું." વળી બંને એ વાત યાદ કરી ખૂબ હસ્યા. ત્યાં બાળકો આવ્યા. નીલમને જોઈ આનંદ પામ્યા અને નીલમે આજના બનાવની વાત કહી તમને ખૂબ હસાવ્યા.

આવી રીતે બે દિવસ તો આનંદમાં પસાર થઈ ગયા. બીજે દિવસે રૂપા આવી પહોંચી. નીલમે વીણાને રશ્મિનો તેની સાથે પરિચય કરાવ્યો. સાંજે સૌ ખેતરે ગયાં. રૂપાને કયા કયા ખેતર ક્યાં ક્યાં આવ્યાં છે. એ બતાવ્યું. રૂપાને પણ આ ગામડું વધારે શાન્તિદાયક લાગ્યું. ત્યાંનું આખું ય વાતાવરણ તેને ખૂબ જ અનુકુળ લાગ્યું. નીલમે તેને કામની અગત્યતા સમજાવી. રૂપા, વીણાનું કામ ઉપાડી ન લે ત્યાં સુધી વીણા જાય એમ ન હતી. અને વીણાને લીધા વિના નીલમ જવા નહોતી માંગતી. આ બધું જાણી રૂપાએ ખૂબ ઝડપથી બધું કામ જાણી લેવા માંડયું. આઠ દિવસમાં તો એ એવી તૈયાર થઈ ગઈ કે વીણાને કંઈ બોલવા જેવું જ ન રહ્યુંને.

નીલમ, વીણા ને પટેલો અને પટલાણીઓ સાથે વજ્રેશ્વરી જવા ઊપડયા. રશ્મિ રૂપા પાસે જ રહી, કારણ કે તેને શહેરની ગરબડ ગમતી નહોતી. વીણાએ ઘણી સમજાવી પણ તે ત્યાં જવા તૈયાર થઈ જ નહિ.

વીણાને ત્યાં પહોંચતાં સૌથી પહેલાં વિદ્યા ને મેના વીણા સ્ટોરમાં લઈ ગયા. જ્યાં ત્યાં પોતાના નામના પાટિયાં જોઈ વીણા ખૂબ સંકોચાતી હતી. પણ સાથે જ આટલી ને આવી પ્રગતિ જોતાં તેને આનંદ પણ થયો. મેના અને વિદ્યાએ બંધ બારણાવાળી મોટરમાં બેસી તેને આખા શહેરમાં ફેરવી. અને તેના જૂના ઘર પાસેથી પણ નીકળ્યાં. અકસ્માત ત્યાંથી નીકળતા ગુલાબચંદ શેઠ પણ નજરે પડયા. શેઠનું શરીર લેવાઈ ગયું હતું, ને મોં દયામણું લાગતું હતું.

એમને જોઈ વીણાની આંખમાં આંસુ આવી ગયાં પણ ગત જીવનની યાદ આવતાં તેણે મનને રોક્યું. શેઠની સ્મૃતિ તેને ગમતી, સાન્નિધ્યથી તે દૂર ભાગતી શેઠ જે રીતે ચઢેલું મોઢું રાખતા અને ગુસ્સો કરતા, એ હજી તે ભૂલી શકી ન હતી. મેના ને વિદ્યા વીણાના ચહેરા પરના ભાવ જોઈ સમજી ગયાં ને મોટર બીજે રસ્તે વળાવી લીધી.

ત્યાં થોડા દિવસ રહી નક્કી કર્યા મુજબ આ બધા વજ્રેશ્વરી જવા ઊપડયા.

૧૬

## રૂપાનો કાગળ

“ મેના, રૂપાનો કાગળ છે કે રશ્મિબાળાના ચિત્રો એટલા બધા સુંદર છે કે તેની ડીઝાઈનોની માંગણી મીલ-માલિકો કરે છે. તેમની માંગણી સ્વીકારાય તો ઘણાં કામ મળે એમ છે.

“ તેમાંથી નવી જમીનો લેવાય, અને આ રીતે ગરીબોનું વધારે પોષણ થાય. ” વિદ્યાએ થોડા દિવસ પહેલાં આવેલ કાગળની વાત કરતાં કહ્યું.

“રૂપા, તો વીણા કરતાં પણ બુદ્ધિમાં વધી ગઈ ને શું ? ” મેનાએ આશ્ચર્ય બતાવતાં કહ્યું.

“ માણસના દિલની ખાનદાની કંઈ દુઃખ પડવાથી નાશ નથી પામતી. પણ રૂપાની માફક કામમાં ધ્યાન હોય

તો ઘણું કામ વધારી શકે અને લોકોપયોગી બની શકે. અને રશ્મિબાળામાં પણ અજબ પલટો થયો છે. મેં જ્યારે ગાડામાં તેની વાત સાંભળી ત્યારે મને થયું કે આવી આવી ઉદ્ધત છોકરી આપણાથી કેમ સાચવી શકાશે ! પણ એણે કહ્યું હતું તે ખરૂં પડ્યું. 'મારો જીવન પલટો થયો છે આજથી મેં નવું જીવન મેળવ્યું છે. એમ સૂર્યના કિરણો મારા પર પડવાથી ધારૂં છું અને તેથી મારૂં નામ રશ્મિબાળા છે.'" વિદ્યાએ વાત કરતા સંતોષ દર્શાવ્યો.

"પ્રભુની લીલા અપાર છે દુઃખમાં સુખ અને સુખમાં દુઃખ. તે આનું નામ. જો તેને માથે આ દુઃખ ન પડ્યું હોત તો તેનું મગજ ઠેકાણે ન આવત. અને તે હંમેશને માટે ગાંડાવેડા કર્યા કરત; આ તો બેભાન અવસ્થામાં ગાંડપણ ગયું અને બુદ્ધિ મેળવી. એ કેવું અજબ પરિવર્તન ! અહીં પ્રભુની પ્રભુતાનાં દર્શન થાય છે." મેનાએ પ્રભુ-કૃપાનું વર્ણન કર્યું.

"તે અહિં કેમ ન આવ્યા" વિદ્યાએ પૂછયું.

મેના કહે "તેણે કહ્યું કે મારે તો આ પવિત્ર ભૂમિમાં રહી રૂપાબહેનને સહાય કરવી છે. ત્યાં તમારી પાસે ઘણા કાર્યકરો હોય, પણ અહીં રૂપાબહેન એકલાં પડી જાય. એ ઠીક નહિ. માટે હું તો અહીં જ રહીશ. મને બીજાં સ્થળો જોવાની ઈચ્છા જ નથી."

"એ પણ અજબ છોકરી છે." વળી તેને કંઈ યાદ આવ્યું હોય તેમ તે બોલી: "જો, આ રૂપાનો બીજો કાગળ આવ્યો છે." વિદ્યાએ કાગળ વાંચવો શરૂ કર્યો.

" પૂજ્ય વ્હાલાં બેન,

રશ્મિને એક બાળમંદિર ખોલવાની ઈચ્છા છે, તો તમે જરૂર રજા આપજો એ બાળકોમાં ઘણો રસ લે છે. અને આખા ગામના છોકરા ભેળાં કરી વાર્તા–વિનોદ અને હાસ્યરસની રમઝટ બોલાવે છે. અને જ્યારે ભજનો ગાય છે ત્યારે સાંભળનાર ડોલી ઊઠે છે. અને વળી એકલા બાળકોમાં કે ભજનમાં જ રસ લ્યે છે એવું નથી, તે તો માંદાની સારવાર કરવામાં, તેને દરેક રીતે શાન્તિ અને આનંદ આપવામાં તે અજબ ઉત્સાહથી કામ કરે છે. આવા આવા અનેક કામમાં તે ખડે પગે ઊભી રહે છે. મને બીક લાગે છે કે આ રત્ન હાથમાંથી ગુમ તો નહિ થાય ને? પ્રભુ એનું રક્ષણ કરે. હાલ તો એ આખા ગામની સામ્રાજ્ઞિ બની બેઠી છે, એટલે તેની ચિંતા કરતા નહિ. તેની ઈચ્છા તો સરસ્વતિ દેવીની સંગાથિની બની કોમારવ્રત પાળવાની છે. એ કળાધારીના પગલે અનેક નવીન કળાઓ રચે છે. એના ચિત્રો લોકોમાં બહુ પ્રશંસાપાત્ર બન્યા છે અને તેની ઘણી માંગ રહે છે દેશપરદેશના અનેક લોક તે ચિત્રકળાને જોવા આવે છે, અને તેની પ્રશંસા કરતાં થાકતા નથી. તે શાળ પરના કપડામાં પણ અનેક ભાતો પૂરે છે અને કંઈક નવીન રંગ બનાવે છે. હમણાં આપણે શાળ પર કામ કરનાર ઘણી બહેનો રાખી છે. અને એ શાળો હવે ઓછી પડે છે. તો બીજી મોકલજો આપણે ઘણી જમીનો ખરીદી છે, અને એમાં કપાસનો મોટો પાક વાવ્યો છે. અહીંનું કામ ઘણું વધાર્યું છે અને હજી ઘણું કામ વધારી શકાય તેમ છે.

અહીંની ખાદી પહેલે નંબરે વખાણુને પાત્ર બની છે. અને શિલકમાં રહેતી જ નથી, એટલો માંગ છે, એટલે વધારે બહેનો મેળવવા પ્રયત્ન કરીએ છીએ. શાળ મોકલવાનો બંદોબસ્ત જલ્દી કરજો તમે એકવાર અહીં આવી જાઓ. અમને તમારી સલાહની ખાસ જરૂર છે. જરૂર આવજો. વહેલા આવજો.

લી. તમારી ઋણી રૂપાના વંદન."

"રૂપા આટલી બધી પાવરધી બની જશે એ તો કલ્પના યે નહોતી." મેના બોલી. એ તો મીલ માલિકની દીકરી, એનામાં તો બુદ્ધિ હોય જ. સ્ત્રીઓ જો કામ કરવા બેસ તો પુરૂષો કરતાંય વધી જાય એમ છે. જ્યાં સુધી માણસમાં કામની ધગશ નથી આવતી ત્યાં સુધી તે નથી કરી શકતું. રૂપા તો બહુ ઉમંગી અને ખાનદાનીભરી છે." વિદ્યાએ કહ્યું.

"આપણી ઉપર પ્રભુ કૃપા તો ખરી; કે એક, એક, કરતાં ચડિયાતાં કાર્યકર પણ મળી ગયા અને કામ વધારે સરલ બન્યું. સારા માણસો મળે એ પણ પ્રભુકૃપાનું ફળ સમજવું." મેના મનમાં મલકાતી બોલી: "હાસ્તો. નહિ તો પાંચ સાત વર્ષમાં આટલી પ્રગતિ કેમ થાય ? જાણે ત્રીસ વર્ષના હોઈએ એવા જામી ગયા છીએ એ આપણા કાર્યકરોને અંગેજ ને ?" વિદ્યાએ કાર્યકરોનાં વખાણ કરતાં કહ્યું અને ઊમેર્યું:

"લે, હું તો સાવ ભૂલી ગઈ. આપણે અઠવાડિયામાં એક વખત તો વીણાને મળવું જ જોઈએ. નહિ તો એ

નાસીપાસ થશે. તેને ત્યાં ગયા છ માસ તો થયા, આપણે માંડ છ વાર મળ્યા હઈશું."

"હવે આજે તો બહુ મોડું થયું છે. કાલે આપણે ચોક્કસ જઇશું. વજેશ્વરી તો દરરોજ જઈએ તો પણ ન ધરાઇએ એવું સ્થળ છે. પણ વિદ્યા બહેન, તમને નથી લાગતું કે હવે આપણે ગુલાબચંદ શેઠને વજેશ્વરી લઈ જવા જોઇએ અને જાણે અનાયાસે ત્યાં આવેલ હોય એમ વીણાનો મેળાપ કરાવવો જોઈએ!" મેનાએ અંતરની વાત વિદ્યાને જણાવી.

તો કાલે આપણે શેઠને મળવા જઈએ અને તેમને દર્શન માટે કયો દિવસ ઠીક પડે છે તે પૂછી જોઈએ. તેમને પણ કહેવાનું નથી કે વીણા ત્યાં છે. નહિ તો બાજી બગડી જશે. વિદ્યાએ હજી વીણાની વાત ગુપ્ત રાખવાનું સૂચવ્યું અને બંને છૂટા પડયા.

## ૧૭

# પુનર્મિલન

વજ્રેશ્વરી રમણીય સ્થળ છે. અનેક લોકો ત્યાં દર્શન કરવા ને ત્યાંના ગરમ પાણીના કુંડમાં નાહવા આવે છે. ગંધકની અસરવાળા એ પાણીના સ્નાનથી અનેક પ્રકારના રોગ સારા થયાના કેટલાય દાખલા નોંધાયા છે.

સદા ઉદાસ રહેતા ગુલાબચંદ શેઠને વાતાવરણ બદલવાની અને એમના મનને આનંદ આપે એવી બીજી કોઈ પ્રવૃત્તિમાં એમનું ચિત્ત રોકવાની આવશ્યકતા એમના મિત્રોને ઘણા વખતથી લાગ્યા કરતી હતી. એક વખત સૌએ મળી એક પર્યટન યોજ્યું. આગ્રહ કરી ગુલાબચંદ શેઠને પણ સાથે લીધા, ને સૌ વજ્રેશ્વરી જવા ઊપડ્યા. સામાન્ય રીતે આવા આનંદ ઉત્સવ પ્રત્યે ઉદાસીન રહેતા શેઠ આ વખતે કંઈક સહેલાઇથી માની ગયા.

ત્યાં જઈ શેઠ એક પ્રકારની શાન્તિ અનુભવી. કદાચ આવી શાન્તિ છેલ્લા કેટલાયે વર્ષોમાં એમણે અનુભવી નહિ હોય. કુંડમાં ખૂબ નાહી બધાએ દર્શન કર્યાં ને પછી પેટ ભરીને ભોજનને ન્યાય આપ્યો. શેઠને ઊંડે ઊંડે કંઈક પરમ શાન્તિ લાગતી હતી. એ શાની હતી એ શેઠ પોતે પણ સમજી શકતા ન હતા.

બપોર પછી સૌએ પાના, ચોપાટ વગેરે રમવા શરૂ કર્યાં. બાદ પાણી લીધા પછી સૌ થોડો સમય આરામ લેવા લાગ્યા, થોડી વારે સૂરજ નમતાં શેઠ કોઈ અગમ્ય ખેંચાણથી કોઇને કહ્યા વગર બહાર નીકળી પડયા. ફરતાં ફરતાં ત્યાં વહેતી નાનકડી નદીને કિનારે આવ્યા. કોઈ દૈવી પ્રેરણા એમને કિનારે કિનારે આગળ ખેંચતી જ ગઈ. શેઠ ઘણા દૂર નીકળી ગયા. ખળખળ વહેતી નદી અને સાંજના શીતળ પવનની મીઠી લહેરોથી શેઠને થયું કે–“અહીં વીણા માટે તપ કરવા જેવું છે. હવે ઘેર ન જાઉં અને અહીં જ તપ કરવા બેસી જાઉં તો ?” તેણે એક નાનો ટેકરો જોયો અને ત્યાં ગયા. તે આંસપાસનું દૃષ્ય નિહાળવા લાગ્યા. ત્યાં દૂર દૂર એક તંબુ દેખાયો. તેની આસપાસ થોડા છોકરાઓ રમતા દેખાયા અને શેઠનું મન નિર્દોષ બાળકોની રમત જોવા લલચાયું અને તેઓ ત્યાં ગયા.

એમણે કેટલાક છોકરાંઓને ત્યાં રમતા જોયા, શેઠ અમસ્તા જ ત્યાં એમને જોતા ઊભા. અને જાણે સ્વપ્ન અનુભવતા હોય તેમ દૃષ્ટિ કરતાં ચાર છોકરાઓને શોધી કાઢ્યાં. બાળકોએ પણ તેમને ઓળખ્યા અને પિતાજી કહી વળગી

પડયા. અને શેઠનો હાથ ઝાલી 'ચાલો ચાલો બા પાસે' એમ કહી તંબુ તરફ ખેંચી ગયા. શેઠને આનંદનો પાર નહોતો.

બાળકો તો, "બા પિતાજી આવ્યા, બા પિતાજી આવ્યા." એમ મોટે મોટે બૂમો પાડતા પોતાનો આનંદ પ્રદર્શિત કરવા લાગ્યા.

બાળકોની રમતમાં થતા શોરબકોર કરતા કંઈક જુદા જ પ્રકારનો કોલાહલ સાંભળી વીણા પાસેના તંબુમાંથી બહાર આવી.

વીણાને જોતાં જ શેઠ દોડયા. કંઈ પણ વિચાર કર્યા વગર અશ્રુભીની આંખે વીણાની માફી માગી. વીણાનાં આશ્ચર્યનો પાર ન રહ્યો, શું બોલવું તે તેને સૂઝયું નહિ. પણ શેઠનો હર્ષ જોઇ તેને સંતોષ થયો. વીણાને મૌન બનેલી જોઈ શેઠ બોલ્યા: "વીણા આજ તો મારી જાત્રા ફળી. હવે હું તને કે બાળકોને નહિ છોડું. તમારા વિના હવે હું જીવી શકું તેમ નથી તું મારી સાથે ચાલ. મેં તારા નામે જ આખી મિલકત ચડાવી છે હવે તો ઘરની બધી સત્તા તારા હાથમાં સોંપવાનો છું અને આપણે આખા હિંદુસ્તાનની યાત્રા કરીશું."

વીણાને શેઠના શબ્દો હાસ્યાસ્પદ લાગ્યા. હજી એને એમના શબ્દોમાં શ્રદ્ધા નહોતી આવી. તેણે કહ્યું: "આવું આવું તો તમે આ પહેલાં અનેકવાર કહી ચૂકયા છો. પણ એક વાર તમારા બોલ પાળ્યા હોય એવું યાદ નથી. ખેર!

જે થયું તે થયું, પણ હું અહીં પરમ સુખી છું. તમને મેં બાળકોની જંજાળમાંથી પણ મુક્ત કર્યા છે. એટલે સારો રસ્તો તો એ છે કે હવે ફરી પરણો. મારાં બાળકો તમારો વારસો પણ નહિ માગે. તે માટે હું જોઇએ તો લખી આપું. મને તો હવે આ મારી ખેતીવાડી, લોકસેવા અને પ્રભુ-ભજનમાં જ સંતોષ છે."

"વીણા, તારી ભૂલ થાય છે. હવે હું એ ગુલાબચંદ નથી રહ્યો, મેં તને કહ્યું ને; મારી આખી યે સંપત્તિ મેં તારે નામે ચઢાવી દીધી છે. એટલે બાળકોના વારસાનો પ્રશ્ન તો મારા અધિકાર બહાર જ છે. મારે ફરી નથી પરણવું. જો તારો નિશ્ચય જ હોય કે ગ્રામ્ય જીવન જ ગાળવું તો હું પણ તે માટે તૈયાર છું. તારી સાથે રહી હું પણ એ સેવાકાર્યનું કામ કરીશ. માત્ર તું મને તારી સાથે રહેવાની રજા આપ."

"ખરેખર, તમારો હૃદય પલટો થયો હોય તો એથી વધુ શું જોઇએ ? મારી રજાનો તો સવાલ જ પછી ક્યાં રહે ? અમારે મન તો પતિ એ જ પરમાત્મા; ને પરમાત્માના સાન્નિધ્યમાં સુખ સિવાય બીજું શું હોય ?" સમયે સમયનું કામ કર્યું અને જુદા પડેલ શરીર ને મન આમ અચાનક સરિતા–સાગરની જેમ એક બન્યાં. બાળકો પણ એમની એમની પાસે બેસી આનંદથી એકબીજા સામું જોઈ હસી રહ્યાં હતાં. જાણે સ્વર્ગ ઊતર્યું હોય એવો આનંદ થઈ રહ્યો.

બીજી તરફ શેઠને આમ એકલા ચાલ્યા ગયેલા ને ઘણા સમય થયા છતાં પાછા ન ફરેલ જોઈ એમના મિત્રોને

ચિંતા થઈ. છેલ્લાં કેટલાય વખતથી શેઠ ઉદાસ રહેતા હતા. એમનું મન જરા છૂટું થાય એ માટે એમને અહીં ઘસડી લાવ્યા. અહીં આવી ઊંધું તો નહીં કરી બેઠા હોય? બધા મિત્રોને ચિંતા થઈ અને શોધવા નીકળી પડયા.

નદીના કિનારે કિનારે દૂર સુધી ચાલ્યા પછી પાછા ફરવાનો વિચાર કરતા હતા. ત્યાં અચાનક દૂર દૂર એક તંબુ દેખાયો.

શેઠના મિત્ર શ્યામસુંદર કે જેમણે આજની પાર્ટી ગોઠવી હતી તેમણે કહ્યું: "હવે આપણે છેલ્લો એક પ્રયત્ન કરી જોઈએ. આ દેખાતા તંબુમાં તપાસ કરીએ અને અહીં ન મળે તો બીજી દિશામાં શોધવા જઇએ. શેઠે પણ ભારી કરી હો! આપણને બરોબર થકવ્યા."

માણેકલાલે કહ્યું: "એ એટલા બધા ઉદાસ રહે છે કે હવે તો વીણા મળે તો જ શેઠનું દુઃખ ટળે."

મેં તો આજ માતાજીને મારા મિત્ર માટે જ પ્રાર્થના કરી છે. કે એમની પત્ની એમને મળી જાય અને બંને સુખી થાય." આનંદીલાલે હૈયાના હેતની વાત દર્શાવી.

ચંદ્રકાન્તે કહ્યું: "ખરી વાત છે. હવે તો આપણા મિત્રનું દુઃખ જોઈ શકાતું નથી. પરમાત્મા એની સામે જુએ. જલદી વીણા તથા છોકરાઓ ઘેર આવે. આજ તો આપણને પણ ભારે તપ કરવું પડયું છે, હો!" અરે એ વીણા બહેન જલદી આવો, મોટેથી બૂમ પાડી ચંદ્રકાન્તે બધાંને હસાવ્યા અને બધાનો થોડો થાક ઉતાર્યો.

થાકેલા પાકેલા માંડ તેઓ તંબુ પાસે આવ્યા. શેઠે મિત્રોનો અવાજ ઓળખ્યો અને બહાર આવ્યા, અને વીણા તથા બાળકો મળી ગયાની વધામણી આપી. તે આનંદના સમાચાર સાંભળી તેના મિત્રો આશ્ચર્ય પામ્યા. અને આનં-દથી શેઠને ભેટી પડયા.

શ્યામસુંદરે આજની યાત્રાએ અલભ્ય લાભ મળ્યો તેથી શેઠ, વીણા તથા બાળકોને સાથે લઇ વજ્રેશ્વરીનાં સજોડે દર્શન કરાવ્યાં.

પટેલ અને પટલાણીનાં આનંદનો પાર નહોતો, તેઓ આજની ઘડી ને રળિયામણી કરતા ઝાંઝપખાલ વગાડતા વજ્રેશ્વરીના મંદિર સુધી જાણે વરઘોડો નીકળ્યો હોય એવો ઠાઠ જામી ગયો.

વાજતે ગાજતે એમનો વરઘોડો ઘર ભણી વળ્યો. જાણે શેઠ ફરી પરણી ઘેર જતા હોય એવો બધાને આનંદ થયો. મિત્રોની પાર્ટી ફળી અને વજ્રેશ્વરીની જય બોલાવી.

૧૮

## વીણાનું વસિયતનામું

બીજે દિવસે મેના, વિદ્યા ને નીલમને વીણાએ ઘેર બોલાવ્યા, વીણાને શેઠનું પુનર્મિલન જાણી, તેઓ વીણાને ત્યાં આવ્યા. તેમની આંખોમાં આનંદનાં આંસુ ઊભરાયાં. સુખની ઘડીમાં પોતાનાં અંતરનાં મિત્રો આવી મળ્યા જોઈ વીણાનો આનંદ ઊભરાયો. તે જોરથી રડી પડી. એટલું બધું રડી કે એ દુઃખનું હતું કે સુખનું એ પણ શંકા થવા લાગી. તેઓ ત્રણે પાછા વિચારમાં પડી ગયા.

વિદ્યાએ તેને શાંત પાડી પૂછ્યું. “વીણા બહેન આ શું? હજુ કંઈ દુઃખ છે? અમે તો કંઈ દુઃખના કારણ નથી બન્યા ને?”

“ના. બહેન.” વીણાએ આંસુ લૂછતાં કહ્યું: “હવે તો દુઃખનું નામ જ ના લેશો. મારી આ અનન્ય સુખની

ક્ષણોમાં મને ગત જીવન સાંભર્યું ને રડી પડાયું. તમે મારા દુઃખના સમયમાં મારી ડુબતી નૌકાનાં તારણહાર બન્યા છો. તે તમે મારા દુઃખના કારણ બનો તે કેમ બને? દુઃખમાંથી આજે હું આ સુખસાગરમાં આવી છું. એ દુઃખના સમયમાં મારૂં અંતર બળતા અંગારામાંથી આનંદકંદના ધામમાં વિચરતું થયું છે. ને એ સ્નેહસૃષ્ટિમાં મને દિવ્ય તેજનાં દર્શન થયાં. અંતરનાં બધા પરિતાપો શમી ગયા ને મને લાગ્યું કે જેમ રાત્રી વિના દિવસ ઊગી શકતો નથી તેમ દુઃખ સહ્યા વિના અંતરની શુદ્ધિ થઈ શકતી નથી. મને આ દુઃખ ન પડયું હોત તો હું હૈયાસૂની જ રહેત. આજે મારૂં હૈયું પરમાત્મામાં લીન બની એના અમૃત સરોવરમાં સ્નાન કરી રહ્યું છે. એ લા'વ હું લઈ શકી ન હોત. આ સર્વ માટે પણ મારે આખરે તો શેઠનો જ આભાર માનવો જોઇએ. ઇશ્વરે એમને મારા દુઃખના નિમિત્ત બનાવી મને એમની દૈવી સૃષ્ટિનાં દર્શન કરાવ્યા છે. એ દુઃખને લીધે જ આજ હું આ સમૃદ્ધિ મેળવી શકી છું. બહેન, આ બધું મને તમારી નિર્મળ પ્રેમળ જ્યોતનાં પ્રકાશે મળ્યું છે. તમારામાં જ મેં પ્રભુનાં દર્શન કર્યાં છે. તમે મારી જીવન સંગાથિનીઓ છો. મારી સ્નેહસરિતાઓ છો. આજે હું સુખની જે પરાકાષ્ટા અનુભવું છું એ તમને જ આભારી છે. તમારા પ્રેમની સમૃદ્ધિ અને અખંડ શાંતિ મને મળે તેવી પ્રભુને મારી પ્રાર્થના છે. વિદ્યા બહેન, મારી સર્વ સમૃદ્ધિની વ્યવસ્થા હું આજથી તમને સોંપું છું. મારા બાળકોને સાચું શિક્ષણ આપી એમને જનતાના કાર્ય માટે ઉપયોગી બનાવજો. ગરીબો માટે આ સંપત્તિનો જે ઉપયોગ

કરવો હોય તે કરજો. તમને એ બધું સોંપું તે પહેલા મેં થોડી વ્યવસ્થા કરી છે તે સ્વીકારજો. તમે નિઃસ્વાર્થ ભાવે મને અમર બનાવી છે. મારા નામનાં પાટિયાં ઠેક ઠેકાણે ચઢાવ્યાં. આ સર્વ જોઉં છું ત્યારે થાય છે કે તમને મારૂં સર્વ સોંપું તો પણ ઓછું જ છે. હું તમારી જ છું ને તમારી ઋણી તરીકે જ રહીશ. તમારા ઉપકારો હું ભૂલી શકું તેમ નથી." વીણાની આંખમાં હજુ પાણી આવ્યાં કરતાં હતાં.

"આવી સુખની ક્ષણોમાં તે રડવાનું હોય? ચાલો, હવે બીજી કંઈ વાતો કરો. અમે તારા વિચારો જાણી ખુશ થયા છીએ. આજે તમને સુખી જોઇ અમને અમારી મહેનત સફળ થયાનો સંતોષ થયો છે. અમને ખ્યાલ પણ ન હતો કે આવી સુખની ક્ષણ આમ અચાનક આવશે. અમે તો હજી તમને બંનેને મેળવવાનો તાગરો રચતા હતા. ત્યાં તો તમે બંને મળી ગયા અને અમને હાર ખવરાવી. એ પણ સારૂં જ થયું. પરમાત્માને સંયોગ કરાવવો હોય છે ત્યારે આમ અચાનક જ થઈ જાય છે." નીલમ આનંદથી બોલી રહી હતી.

"શેઠે તો અમને ઘણા વખત પહેલાં જ તમને મેળવી આપવા કહેલું. પણ તમારી બીકને લીધે જ અમે કંઈ બોલી નહોતા શકતા. તમારો આમ અનાયાસે સંજોગ થયો એ તો ઘણું સારૂં થયું." મેનાએ પૂર્ણ સંતોષ દર્શાવ્યો.

"અમે આટલા માટે જ તમને અહીં લાવ્યા હતા. મેનાએ શેઠ પાસે તમારા નામે બધી સંપત્તિ લખાવી હતી.

આ બધું કહેવા અમે સમયની રાહ જોતા હતા. અને અમારી એ ઇચ્છા પ્રભુએ પાર પાડી, એ એમની ઓછી કૃપા નથી. વીણા બહેન, તમે ઘણા જ ભાગ્યશાળી છો. પ્રભુ તમને દરેક રીતે સુખી કરે એવી પ્રાર્થના છે." વિદ્યા બોલી.

"એ બાબત શેઠે મને વાત કરી છે. આ બધું તમારી લાગણીએ જ પ્રાપ્ત થયું છે, હું તો તમને જ દેવ ગણું છું." વીણાએ તેના હૃદયની ખરી વાત જણાવી અને પૂછ્યું. "હવે આપણી ત્યાંની પાર્ટીના શું સમાચાર છે? રશ્મિના કે રૂપાના કાગળ આવે છે?"

વિદ્યાએ કહ્યું, "ગઈ કાલે રૂપાનો કાગળ આવ્યો, તેમાં તેણે રશ્મિના કામનાં ખૂબ વખાણ કર્યાં હતા. ત્યાં એ લોકો બાળમંદિર પણ ખોલવા માગે છે." વિદ્યા જરા અટકી.

"હં, હં, પછી? રશ્મિની વાત આગળ ચલાવો." વીણાને ત્યાંનું બધું કામ જાણવાની ખૂબ ઉત્કંઠા હતી.

"રશ્મિની ચિત્રકળા તો કંઇ કમાલ કામ કરે છે. ત્યાંના હાથવણાટનાં કાપડ પરની તેની ચીતરેલી ભાત જોઇને મીલવાળાઓ પણ તેની ડીઝાઇનો માટે માગણી કરે છે. રૂપાનો વિચાર એવો છે કે આવી રીતે પણ વધુ પૈસા એકઠા થાય તો બીજી જમીનો ખરીદી શકાય ને યોજના આગળ વધે. વળી ત્યાંની ખાદી પણ હવે ખૂબ વખણાતી થઈ છે. તૈયાર થતાં જ ઊપડી જાય છે. સિલકમાં વાર કપડું પણ નથી રહેતું. શાળો ઓછી પડે છે. જો આમ આવક

વધી શકે તો બીજી શાળો પણ વસાવી શકાય ને ખાદીનું ઉત્પાદન વધારી શકાય. કામ અનેક રીતે વધ્યું છે. ને હજુ વધારી શકાય તેમ છે. રૂપાએ આપણામાંથી કોઇને પણ ત્યાં જઈ કામ જોઈ કરી વધુ સૂચના આપવા માટે બોલાવ્યા છે."

"રૂપા તો ત્યારે ખૂબ વધી ગઈ, હેં !" વીણા, આનંદથી પુલકિત બની ગઈ. તેનું સોંપેલું કામ આમ વિશાળ બનતું જોઇ તે સોળે કળાએ ખીલી.

"માણસના દિલની ખાનદાની, દુઃખ પડવાથી આમ વધારે પ્રકાશમાં આવે છે. રૂપાની જેમ જો ધ્યાનથી અને ખંતથી કામ કરે તો ઘણું આગળ વધી શકાય." વિદ્યાએ કહ્યું.

"રૂપા ઘણી પારવધી નીકળી, માણસને માથે કામ ન પડે ત્યાં સુધી એની શક્તિઓ બહાર નથી આવતી. ઇશ્વરકૃપાએ આપણને દરેક ક્ષેત્રમાં તનમનથી કામ કરનાર કાર્યકરો મળતા જાય છે. એટલે જ આપણે આટલી ઝડપથી આટલી પ્રગતિ સાધી શકયા છીએ." મેનાએ વાત કરતાં કરતાં સંતોષ દર્શાવ્યો.

"ચાલો આ પણ શુભ સમાચારથી વધારે આનંદ થયો. હવે આપણે મારા કાર્યની ગોઠવણ કરીએ. સારાં કામ શીઘ્ર કરવાં વધારે સારાં." વીણાએ કહ્યું.

"હા, ચાલો; હવે તમે યોજેલા કાર્યો પાર પાડવાની વાત કરીએ તમે પોતે કંઇક વ્યવસ્થા કરી છે એમ કહ્યું,

તે શું ?" વિદ્યાને મન કર્તવ્ય પહેલું વસ્યું; એને લાગ્યું કે વીણાએ કંઇ નવી યોજના ઘડી હશે.

"જુઓ વિદ્યા બહેન," વીણાએ સમજણ પાડવા માંડી. "નીલમે મને આ નવા જીવનનાં સુખ–કિનારે પહોંચાડી છે. એની સલાહ, સૂચના, ઉપદેશ ને લાગણી આજે ફળીભૂત થયાં છે. એને લીધે જ આજે હું આ સ્થિતિએ આવી. એણે પોતાનાં રોટલામાંથી અરધો રોટલો મને આપી, મારો નિર્વાહ ચલાવ્યો છે. એને માટે હું જેટલું કરૂં તેટલું ઓછું છે. મારા ને શેઠ તરફથી એકેક લાખ રૂપિયા ને એક બંગલો એટલું નીલમને આપવાનું છે. મેના બહેન ને વિદ્યા બહેનના નામનાં બે વિશાળ સભાગૃહો બંધાવવાનાં છે. સમાજ સુધારો ને સંસાર સુખ વિકાસની પ્રવૃત્તિઓ થાય એવી ગોઠવણ ત્યાં કરાવવી. બે લાખ રૂપિયા વીણા–સ્ટોરની પ્રગતિ માટે ભેટ આપવાનાં છે. ને એક લાખ રૂપિયા અમારા તરફથી મેના બહેને તથા તમારે લેવાનાં છે. જો જો આમાં જરાય આનાકાની ન કરશો. મારો આત્મા એથી દુઃખ પામશે." વીણાએ પોતાની વ્યવસ્થા કરી.

વિદ્યાએ, વીણાની ના છતાં આનાકાની કરી. નીલમ અને મેનાએ પણ એમ જ કર્યું. પણ વીણાનાં આગ્રહ આગળ કોઇનું કંઇ ચાલ્યું નહિ.

૧૯

# રશ્મિ પરની આફત

થોડા દિવસ આમ આનંદથી પસાર થયા અને એક દિવસ બધા આનંદ કરતા બેઠા હતાં ત્યાં અચાનક એક માણસે આવી વિદ્યાનાં હાથમાં તાર મૂક્યો. તાર વાંચી વિદ્યાનાં મુખ પર ચિંતાની રેખાઓ દેખાવા લાગી.

"કેમ વિદ્યા બહેન, કંઈ અણધાર્યો બનાવ બન્યો કે શું?" વીણાએ ચિંતાભર્યા સ્વરે પૂછ્યું.

"હા, કંઈક એવું જ છે. કેટલાક દિવસ પહેલાં રૂપાએ પત્ર લખ્યો હતો ત્યારે રશ્મિનાં ભારોભાર વખાણ કરી લખ્યું હતું કે આટલી સારી કાર્યકર આપણે ગુમાવી ન બેસીએ તો સારૂં. તે વખતે રશ્મિને ગુમાવવા જેવું કંઇ જ નહોતું. તેની કાર્યશક્તિ સૌને આકર્ષતી એટલે તેને સ્વાભાવિક આવું લાગ્યું હશે. પણ આજે એ શંકા સાચી

કરતી લાગે છે. રશ્મિના માબાપ પોલીસની મદદથી રશ્મિનો કબજો લેવા ગયા છે. રૂપાએ એમને આપણે આવીએ ત્યાં લગી કશી જ દાદ ન દેવાનું સંભળાવી રોકયા છે, ને આપણને તરત ત્યાં બોલાવે છે." વિદ્યાએ ચિંતાનું કારણ જણાવ્યું.

"ત્યારે તો રશ્મિ સાચી હતી. તેના બાપનું નામ આપણે પૂછયું, ત્યારે એણે કહ્યું હતું કે એ દગાખોરનું નામ લેવાની એની મરજી જ નહોતી. એ પૈસાનો પૂજારી કાવત્રાખોર ને દગાખોર છે એ આજ જણાઈ આવ્યું. નહિ તો એને ખબર કયાંથી પડે કે રશ્મિ અહીં છે?" નીલમ ક્રોધ કરતાં બોલી:

"ને આમાંથી તો કોર્ટનું લફરૂં પણ ઊભું થાય એમ છે." વિદ્યા ખૂબ ચિંતાતુર હતી.

"ચાલો આપણે કોઈ સોલીસીટરને લઈને વખત ગુમાવ્યા વિના ત્યાં પહોંચી જઈએ." વીણાને પણ વાત ઘણી જ ગંભીર લાગી.

બધા ત્યાંથી તુરત મુંબઇ જવા ઊપડયા, મુંબઇ જઈ ભાનુપ્રસાદ સોલીસીટરને મળી એમણે બધી સાચી હકીકત કહી દીધી. ભાનુપ્રસાદે પોતાથી બનતી બધી જ સહાય કરવાનું સ્વીકાર્યું.

બીજી જ ટ્રેનમાં વિદ્યા, વીણા, મેના, નીલમ અને દિનેશ, રમાકાન્ત તથા સોલીસીટર ભાનુપ્રસાદ, રશ્મિનાં બચાવ માટે ઊપડયાં.

આ લોકો વિશ્વામિત્રી પહોંચ્યા ત્યારે રૂપા કાગને

ડાળે એમની વાટ જોઇ રહી હતી. બે દિવસ થયા તે ઉપ-વાસ પર હતી. રશ્મિ આમાંથી ન બચે ત્યાં સુધી તેણે ઉપવાસનો નિયમ લીધો હતો. રશ્મિને વીણા, વિદ્યા વગેરેની ગેરહાજરીમાં ગુમાવવાની જવાબદારી પોતાની ઉપર આવી પડશે એ ખ્યાલ માત્ર તેને ધ્રૂજાવી મૂકતો હતો. વિદ્યાને જોઇ તે એકદમ ભેટી પડી ને જોરથી રડવા લાગી. વિદ્યાએ તેને સમજાવી શાન્તવન આપી શાન્ત કરી, પૂછ્યું: "કોણ કોણ અહીં આવ્યું છે?"

રૂપાએ કહ્યું: "એના મા, બાપ, ભાઇ ને બહેન, એક કોઇ બીજો માણસ, સાથે એક પોલીસ ઇન્સ્પેકટર અને થોડાક પોલીસ છે."

વિદ્યાને આ સાંભળી કંઇક યાદ આવ્યું. તેણે ભાનુ-પ્રસાદને બોલાવીને પૂછ્યું, "જુઓને, એક વાત તો હું તમને કહેવાની જ ભૂલી ગઇ. અમારી જુબાની લેશે ત્યારે આ બાળા અમને ક્યાં અને કેવી રીતે મળી, એ પણ જણાવવું પડશે, ખરૂંને? તો પછી બાળકની વાત પણ કરવી પડશે! એ વાત તો કોઇપણ રીતે જાહેર થવી ન જોઇએ."

"હા, એ ખરૂં!" ભાનુપ્રસાદે કહ્યું. "પણ રશ્મિની યાદશક્તિ જ ગુમ થઇ ગઈ છે ને? તો એમ જ થવા દો ને કે એ લોકોને રશ્મિ ઓળખી શકે તો ભલે લઈ જાય. તમને ખાત્રી છે ને કે એની જૂની સ્મૃતિ પૂરેપૂરી નાશ પામી છે?"

"એની તો પૂરી ખાત્રી છે." વિદ્યાએ કહ્યું.

"તો તમે બાળકની વાત જ ના કરશો. કદાચ એ વાતથી રશ્મિના મગજ પર આઘાત પહોંચે ને એની તબિયત પણ બગડે. ને એમ પણ બને કે એવું કંઇ થતાં એની જૂની સ્મૃતિ ફરી તાજી થાય તો આપણે એને ગુમાવી બેસવાનો વખત આવે. માટે એ વાત ફેરવી બાંધવાની પેરવી કરો. ગાડાવાળાને તથા વૈદ્યરાજને સમજાવી દેજો કે કેમ જુબાની આપવી. રશ્મિને તો કંઇ કહેવા જેવું જ નથી." ભાનુપ્રસાદ કહ્યું.

"ને એ લોકો રશ્મિનો ફોટો કે કંઈ લાવ્યા હશે તો ? વિદ્યાની ચિંતા હજી દૂર નહોતી થતી."

"ફોટો તો ગમે ત્યાંથી ઊઠાવી લાવ્યા હોય. એમ પણ બને, કે અહીંથી લઈ ગયા હોય, નહિ તો યે સરખા ચહેરાવાળા લોકો ક્યાં નથી હોતા ? એ તો બધું જોઈ લેવાશે. એક બાળકની વાત સિવાય બધું જેમનું તેમ કહી દેવામાં વાંધો નથી. એનો ગત ઇતિહાસ કોઈ પણ રીતે ઉકેલાય નહિ એટલું ધ્યાન રાખી કહેજો. જે કાંઈ કહો તે બધાય સરખું જ કહેજો. બે જણની જુબાની જુદી પડશે તો આફત થશે. પણ મને લાગે છે કે રશ્મિ જ એમને નહિ ઓળખી શકે એટલે આપણે ભાગે કરવાનું ઘણું જ ઓછું રહેશે."

એટલામાં રશ્મિ આવી પહોંચી. વીણાને ભેટી પડી ને કહેવા લાગી. "જુઓને વીણા બહેન. આ લોકો મને અહીંથી લઈ જવાની વાતો કરે છે. મારે નથી જવું. હું

એમને ઓળખતી પણ નથી. એ ઠગારાઓએ, જુઓને કેવું કાવત્રું ઊભું કર્યું છે."

વીણાએ એને સમજાવીને શાંત કરી. એટલામાં ઇન્સ્પેક્ટર, રશ્મિનાં મા, બાપ, ભાઈ, બહેન અને પોલીસનાં માણસો આવી પહોંચ્યા અને જુબાની લેવા માંડી. પહેલાં તેણે વિદ્યાને પૂછ્યું, "તમારૂં નામ ?"

"મારૂં નામ વિદ્યાગૌરી."

"આ બાળા તમને ક્યાંથી મળી ?"

"અમે જતા હતાં ત્યાં રસ્તામાં અમે તેને બેભાન પડેલી જોઈ. એટલે તેને ઉપાડી ઘેર લાવ્યા. ભાનમાં આવ્યા પછી તેની પૂછપરછ કરતાં તેણે પોતાનું નામ રશ્મિબાળા જણાવ્યું. વધુ કંઈ પણ કહેવાની તેણે ના પાડી. અને એની તબિયત જોઇ અમને પણ વધુ કંઈ પૂછવું ઉચિત ન લાગ્યું, તેને અહીં વીણા બહેનને હસ્તક સોંપી અમે મુંબઈ ગયા. ત્યારબાદ સારી થતાં તે અહીંનું કાર્ય કરે છે."

"તમારૂં નામ વીણા બહેન ?"

"હા, જી."

"રશ્મિબાળા સાજી થયા પછી તમે કદી તેના પાછલા જીવન વિષે પૂછ્યું હતું ? કે એણે કંઇ કહ્યું હતું ?"

"ના. મારા પૂછવાથી કદાચ ફરી તેની તબિયત બગડી જાય એ વિચારે મેં કંઈ પણ પૂછ્યું જ નહોતું."

" સારૂં, રશ્મિબાળા ! તમારા માતા-પિતા તમારી સામે અહીં આવે તો તમે તેને ઓળખી શકો ખરા કે ? "

" મારે માતા, પિતા છે જ નહિ, એટલે ઓળખવાનાં હોય જ કયાંથી ? " રશ્મિએ સાફ સંભળાવી દીધું.

" તમે કયાનાં છો ? "

" અહીંના, વિશ્વામિત્રીના જ."

" તમારા બીજાં કોઈ સગાંવહાલાં છે કે ? "

" ના, જી."

" તમે બેભાન કેમ બની ગયાં હતાં તે કંઈ કહી શકો છો ? "

" મને હિસ્ટીરીયાનું દરદ છે, તેથી."

" આ લોકો કહે છે કે તેઓ તમારા માબાપ છે, ભાઈ-બહેન છે, તમે શું કહો છો ? "

" હું આ લોકોને ઓળખતી નથી. આ પહેલાં મેં એમને કયાંય જોયાં હોય; એવું મને યાદ નથી. અહીંથી મને ઉઠાવી જવાનું આ લોકોએ કાવત્રું રચ્યું છે."

ઇન્સ્પેકટરે ગાડાવાળાની અને વૈદ્યની જુબાની લીધી. પરંતુ કોઇ જાતનો વિરુદ્ધ પુરાવો મળ્યો નહિ.

ઇન્સ્પેકટરે હવે એમના મા, બાપ, ભાઈ ને બ્હેન તરફ કરીને કહ્યું: " તમે આ બહેનને બીજા કંઈ સવાલો પૂછવા માગતા હો તો પૂછી શકો છો ! "

પિતા હોવાનો દાવો કરનાર પુરૂષ–ગાંડાલાલે આગળ આવી રશ્મિને પૂછ્યું: "બેટા, પુષ્પા; મારી સામું જો ! મને નથી ઓળખતી, બેટા ?"

રશ્મિએ ધ્યાનથી એની સામે જોઈ માથું ધુણાવી કહ્યું. "ના જી."

"હું તારો પિતા છું–ગાંડાલાલ. હું તને અહીંથી આપણે ઘેર લઈ જવા આવ્યો છું. ચાલ બેટા, આ લોકો તને ફસાવીને અહીં ઉઠાવી લાવ્યા છે, ખરૂં ને ?"

"મને લાગે છે કે મને ફસાવીને લઈ જવાની વેતરણ તો તમે કરો છો." રશ્મિનો જવાબ સાંભળી ગાંડાલાલની મદદે તેની પત્ની દોડી.

તેણે રશ્મિને કહ્યું: "પુષ્પા, દીકરી, તારી માને તું નથી ઓળખતી ? મેં તને નાનેથી મોટી કરી. જો આ તારા ફોટા, તારા દોરેલા ચિત્રો, તારા કપડાં–આ બધાં તને યાદ નથી આવતાં ?"

"કપડાં કે ફોટાની યાદને છોડો મને તમે એમ કહેશો કે તમે કોણ છો ? મેં તમારૂં શું બગાડયું છે કે તમે મને અહીં આવી આવી રીતે હેરાન કરો છો ?" રશ્મિએ સામો પ્રશ્ન કર્યો.

ગાંડાલાલની પત્નીએ ઇન્સ્પેકટર તરફ કરીને કહ્યું: "મને લાગે છે કે પુષ્પા યાદશક્તિ ગુમાવી બેઠી છે; એટલે અમને નથી ઓળખી શકતી."

ભાનુપ્રસાદે વચ્ચે જ કહ્યું: "એવું કશું નથી. એક જાતનાં ચહેરા મહોરાની વ્યક્તિઓ જોતાં પણ કોઈક વાર આમ થાય છે. તેથી એકને સ્થાને બીજાને ઠોકી ન બેસાડાય. એ તમને ઓળખતી નથી. તમે એ તમારી જ દીકરી છે એનો કોઈ સબળ પુરાવો રજૂ કરી શકતા નથી. કઈ દલીલ પર તમે એને તમારી દીકરી તરીકે પૂરવાર કરી શકો છો એ મને જણાવશો ?"

ગાંડાલાલ ચિડાઈ ગયો અને બોલ્યો. "એક તો મારી દીકરીને દગાથી ઉપાડી જવી ને ઉપરથી ચોર કોટવાળને દંડે એમ ઊલટી અમારી જ ઝડતી ? મને લાગે છે, ઇન્સ્પેક્ટર સાહેબ, આ છોકરીએ યાદશક્તિ ગુમાવી નથી, પણ લોકોએ એને એવો દેખાવ કરવાનું શીખવાડી રાખ્યું છે."

ઇન્સ્પેક્ટર, હવે વધુ સહી ન શક્યો. એણે કરડા અવાજે ગાંડાલાલને કહ્યું: "મિસ્ટર ગાંડાલાલ. તમે દરેકે દરેક શબ્દ વિચાર કરીને બોલજો. આપણે બે જ્યારે અહીં પહેલી વખત આવ્યા ત્યારે અહીં રશ્મિબાળા સિવાય કોઈ ન હતું. તમે એને પુષ્પા નામે બોલાવી ને તબિયત કેમ છે એ પૂછ્યું, ત્યારે જ એણે તમને કહ્યું હતું કે 'પુષ્પા કોણ ? તમે કોણ છો ?' વગેરે. આ બધા તો પછીથી આવ્યા. ત્યારે તો આમાંના કોઈને પણ ખબર ન હતી કે આપણે આવવાનાં છીએ. રશ્મિબાળાને એ બધું પઢાવી રાખવાનો વખત જ આ લોકોને ક્યાં મળે છે ? મિસ્ટર ગાંડાલાલ, મને ખબર નહિ કે તમે આવા સજ્જનોને હેરાન કરવાનો જ

પ્રયત્ન કર્યો છે. નહિ તો હું કદી તમારી સાથે અહીં સુધી ન આવત. કૃપા કરી હવે સિધાવો નહિ તો આ લોકોને વધુ હેરાન કરતાં કોઈની આબરૂ પર તરાપ મારવાનો આરોપ તમારા પર આવી પડશે."

ઈન્સ્પેક્ટરનાં શબ્દોએ એ લોકોનાં બારે વહાણુ ડુબાડી દીધાં, ગાડાલાલની પત્નીએ તો " ઓ મારી પુષ્પા રે, કહી ઠૂંઠવો જ મૂક્યો. વિદ્યાએ તેને સમજાવી " " બહેન, ઘણીવાર ભળતા જ ચહેરાને લીધે આવી ભૂલ પણ થઇ જાય. પરંતુ હવે તો તમને ખાત્રી થઈને ? કૃપા કરી હવે રશ્મિની તબિયતને ખાતર પણ અહીંથી જાઓ."

આ સાંભળી ગાંડાલાલની પત્નીનો રૌદ્રરસ ક્ષણુવારમાં ટોચ પર પહોંચ્યો. તે ગરજી ઊઠી. " હા જાઉં છું. તમે બધા દગાખોરો છો. હું પણ જોઈશ કે તમે મારી દીકરીને કેમ રાખી શકો છો. આનું પરિણામ સારૂં નહિ આવે. હું તમને સુખે બેસવા નહિ દઉં."

ઈન્સ્પેક્ટરે વચ્ચે પડી કહ્યું: " હવે ખોટી શંકાને કંઈ સ્થાન નથી, એક સરખા ચહેરાએ આ વાત ઉપસ્થિત થઈ હોય એમ લાગે છે. મને છોકરીની વાત પરથી જરાય નથી લાગતું કે એનું મગજ ખસી ગયું હોય. સજ્જન ગણીને તમને હું જવા દઉં છું. નહિ તો તમે તો ઊલટો અમારો વખત બગાડ્યો ને નાહક સારા માણસની આબરૂને એબ લગાડવા જેવું કર્યું છે. ચાલો, હવે અહીંથી ચાલ્યા જાઓ. સિપાઈઓ, એમને પકડીને ગાડામાં બેસાડો, અને

સ્ટેશને પહોંચાડી દ્યો. વિદ્યા બહેન, વીણા બહેન અને ભાનુપ્રસાદ, હું તમને આપેલી તકલીફ માટે દિલગીર છું. મેં તો મારી ફરજ જ બજાવી છે. ચાલો ત્યારે. સાહેબજી." ઇન્સ્પેકટર પણ ત્યાંથી ચાલ્યો ગયો.

ભાનુપ્રસાદે કહ્યું: "વિદ્યા બહેન, પ્રભુનો પાડ માનો કે શૂળીનું સંકટ સોઇથી ગયું. તમે સૌએ સારી જુબાની આપી. કામ ઘણું જ સારી રીતે પત્યું."

વીણાએ કહ્યું: "આજની ફત્તેહ રૂપાના અનશન વ્રતના તપથી મળી છે. જ્યાં સત્યનિષ્ઠ માનવ કામ કરે ત્યાં વિજય જ હોય છે."

હવે રૂપાના જીવમાં જીવ આવ્યો. તે બોલી: "આ લોકો રશ્મિને તો ન મેળવી શકયા. પણ ઊલટા પોતાની જ બદનામી કરી બેઠા, કે એમની દીકરી ભાગી ગઈ છે. કોઇએ નહિ જાણ્યું હોય તે હવે સૌએ જાણ્યું. સારૂં થયું કે ઇન્સ્પેકટર પણ આટલો ભલો નીકળ્યો, નહિ તો હજુ વધારે હેરાન થાત."

હવે નીલમ પણ બોલી: "મને તો એ લોકો ઘડી ઘડી રશ્મિને સમજાવતા હતા એ જોઈ એવું થતું હતું કે દોડીને બે ત્રણ ચડાવી દઉં. એમને જીવવા દેવામાં પણ પાપ છે. પહોંચાડી દીધા હોય ને તો બીજાને દુઃખ દેતા તો અટકે!"

વીણાએ હસીને કહ્યું: "તું તો પાછળથી શૂરી થાય છે. તે વખતે જ કરી દેખાડવું હતું ને?"

"હું કંઈક બોલું ને વાત વધારે બગડે એ બીકે હું ચૂપ રહી. બાકી સમય આવ્યે હું ન છોડું."

"એક રીતે તો આ લોકો આવ્યા તે પણ ઠીક થયું; જે થાય તે સારા માટે. રશ્મિ અહીંથી આવતી ન હતી. હવે એને ફરજીયાત આવવું પડશે. નહિ તો આવા લોકો વારંવાર હેરાન કર્યા કરશે. આપણને તો એક રીતે લાભ જ થયો છે." વિદ્યાએ હસતાં હસતાં કહ્યું.

દિનેશ જે અત્યાર સુધી મૂગો બેસી બધું સાંભળતો હતો તેણે કહ્યું: "દુઃખ આવે તો કહેશે, ઠીક દાંતી બનીને આવ્યું. ચાલો મોહના કાંકરા દૂર થશે. અજબ સુખ-શોધક છે."

રમાકાન્ત બોલ્યો, "આપણી હિન્દભૂમિનાં પુણ્ય હજુ પરવારી નથી ગયાં. આવી સ્ત્રીઓ એની પ્રતીતિ કરાવે છે. વિદ્યા બહેનને તો લાખો ધન્યવાદ ઘટે છે."

ભાનુપ્રસાદ હસ્યા: "ને આ મેના બહેન ને આ પઠાણ જેવા નીલમ બહેનને એમાંથી સાવ બાતલ રાખો. એ કંઈ ચાલે ? નીલમ બહેન ન હોત તો સાચે જ ચિત્રસેન વીણા બહેનનું હરણ કરી જાત. નીલમ બહેન ન હોત તો વીણા બહેન બચત નહિ." ભાનુપ્રસાદની વાત પરથી લાગતું હતું કે ચિત્રસેનવાળો નીલમનો પ્રસંગ વીણાએ બધાને કહ્યો હતો. સૌ જોરથી હસી પડયા.

નીલમે કહ્યું: "પઠાણનું નામ તો મેં મારી દશ વર્ષની ઉંમરે જ મેળવ્યું હતું. એટલે આજે એ કંઈ નવું નથી."

ભાનુપ્રસાદે કહ્યું: "દશ વર્ષની ઉંમરમાં એ વધારે કહેવાય! એ કેમ બન્યું તે તમારે અમને કહેવું પડશે."

"અત્યારે આનંદના સમયે વળી એ ગ્લાનિભર્યું વાતાવરણ ક્યાં વચ્ચે લાવું?" નીલમે આનાકાની કરી.

રમાકાન્ત બોલ્યો: "ને આપણે તો દુ:ખમાં જ સુખ માનતા આવ્યા છીએ; એટલે એકંદરે તો એ સુખકર જ બનશે. તમે અમને એ વાત કહો."

"હવે તમે બધા જરા મીઠું મોઢું કરો. ચાહ નાસ્તો તૈયાર છે. માટે પહેલાં તેને ન્યાય આપી પછી વાત શરૂ કરો." રૂપાએ તોડ કાઢ્યો.

વીણાએ કહ્યું: "રૂપા બહેન ત્રણ દિવસના ઉપવાસી છે. એના પૂણ્ય પ્રતાપે જ આજે રશ્મિ બચી ગઈ છે. માટે ચાલો, સૌ મીઠું મોંઢું કરીએ. તમે બધા વાતે ચડશો તો ઊઠશો નહીં. માટે ચાલો."

સૌએ વીણાની સલાહ કબૂલ રાખી. અને રૂપાને રશ્મિએ જ મીઠું મોંઢું કરાવ્યું અને પ્રેમભરી લાગણી માટે આભાર માન્યો. અને બધાંએ ચાહ નાસ્તાને સારો ન્યાય આપ્યો.

ત્યારબાદ ભાનુપ્રસાદના આગ્રહથી નીલમે વાત શરૂ કરી.

## ૨૦

# જૂની વાતો

" ઘણાં વર્ષો પહેલાં અમે કાઠીઆવાડના એક ગામડામાં રહેતા હતા. ત્યાં મારી માતાને પિયરમાં માત્ર એક બહેન જ હતી. એને શાન્તા અને ભાગીરથી નામે બે પુત્રીઓ સિવાય બીજું કંઈ સંતાન ન હતું. મારી માસીએ મરતી વખતે આ બન્ને પુત્રીઓને મારી માતાને સોંપી. મારાં માતાપિતા તેને મારા કરતાં પણ વધારે પ્રેમથી રાખતાં.

" પિતાજી એકંદરે સુધરેલા વિચારના ને સામાજીક બાબતોમાં સૌથી આગળ પડતા ગણાતા. વરવિક્રય કે કન્યા-વિક્રય, જેવી સમાજની અનેક ખરાબ રૂઢીઓ સામે તેમણે વિરોધ કર્યો હતો, એટલું જ નહિ પણ જરૂર પડયે સક્રિય આંદોલન જગાવી આવી રૂઢીઓ જ્ઞાતિઓમાંથી દૂર કરી હતી. ગામમાં પિતાજી આગેવાન વ્યક્તિ તરીકે ઓળખાતા.

તેઓ સરળ હૃદયના, સત્યવાદી અને ધર્મપરાયણ હતા. શાન્તા ઉંમર લાયક થઈ હતી, એટલે પિતાજીએ અમારા ગામથી દશેક ગાઉ દૂરના શહેરમાં મારા પિતાને ઘણીવાર ત્યાં જવાનું થતું, અમારા જ એક જ્ઞાતિજન નગરશેઠ હતા. એમનો પુત્ર અમારી જ્ઞાતિમાં પ્રથમ ગ્રેજ્યુએટ થયેલ, ગૌરવર્ણનો ને દેખાવડો હતો. તે મારા પિતાને શાન્તા માટે ગમી ગયો. છોકરાનું નામ હિંમતલાલ હતું. શાન્તા તો સ્વભાવે પણ નામ જેવી જ શાન્ત હતી. છોકરો બી. એ. ભણેલો છે, એટલે જૂનવાણી રૂઢિઓનો ગુલામ નહિ જ હોય, એટલે એકંદરે ભવિષ્યમાં છોકરી સુખી જ થશે—એ વિચારે એમણે શાન્તાના વિવાહ માટે હિંમતલાલના પિતાને કહેવડાવ્યું. જ્ઞાતિમાં આગળ પડતા મારા પિતાને સૌ કોઇ જાણતું એટલે વિવાહ નક્કી કરાવવામાં તો એમને સફળતા મળી. ને શાંતાના સુભાગ્યનાં વખાણ થયાં.

“પણ લગ્નને દિવસે જ વરની મા માણેકબાઇએ પોતાનું પોત પ્રકાશ્યું. લગ્નના વ્યવહાર તરીકે લાવવો જોઈતો દાગીનો કે કપડાં તે લાવ્યા જ નહોતા. ગામનાં બૈરાંઓ તો આ જોઈ હાંસી કરવા લાગ્યાં. વેવાણના જુલમગાર અને કંજુસ સ્વભાવની ગંધ તેમને તુરત જ આવી. ગામનાં લોકો તો તેમની આવી રીતથી તેમને ત્યાં જ નાળીએર આપી વિદાય કરવાની તૈયારી કરવા લાગ્યા. પણ પિતાજીએ બધાંને સમજાવ્યાં, અને લગ્ન પતાવ્યાં. શાન્તા સાસરે ગઈ, અને વર ભણેલો ગણેલો, એ હિસાબે બાંધેલા આશા–મિનારાઓ પડવા માંડયાં.

"શાન્તાની જીવનચર્યા અત્યારના જૂનવાણી સમાજ કરતાં પછાત હતી. સવારે ચાર વાગતાં ઊઠી સાસુના પગ દાબવા, નણંદોનાં માથામોંઢા કરવા, છાણ વાસીદા, છાશ વલોવવાની, કૂવેથી પાણી ભરવાનું, રસોઈ કરીને સૌને જમાડવાં, વાસણ માંજવા, કપડાં ધોવાં ને વખત નીકળતાં વીણવા સાફ કરવાનું ને દળવાનું આજના દિવસોમાં તો આ મોટી લંગાર જેવું લાગે. પણ શાન્તા સમયાનુકૂળ થઈ આનંદપૂર્વક આ સઘળું કરી છૂટતી. પણ જેનું નામ માણેક સાસુ તે એને સુખે કેમ રહેવા દે? શાન્તાની જાણ બહાર રસોઈમાં મીઠું વધારે નંખાવતી. કોઇ વાર સુદર્શન. કોઈ વાર કડવો લીંબડો પણ નંખાવતી. ને પછી તે વાંકે એને વઢતી કે ચીંટીયા ભરતી, ડામ દેતી. આવા આવા અનેક દુઃખ દેતી. શાન્તાના પિયરિયા માટે હલકું બોલતી. શાન્તા પોતાનાં સગાંઓ વિષે હલકા શબ્દો સાંભળી ન શકતી ને સાસુને કહેતી. 'તમે મને ગમે તેમ કહો. પણ મારા સગાંઓ માટે આવા શબ્દો કૃપા કરી ન વાપરો.' બસ થઈ રહ્યું. સાસુજીનો પિત્તા જતો ને હાથને કામ મળી જતું. તે તેને ખૂબ મારતી. કોઈ વાર એ પોતે ન ફાવી શકે તો દીકરા પાસે આમતેમ સમજાવી માર ખવડાવે. માર ખાધા વિના શાન્તાનો ભાગ્યે જ કોઈ દિવસ જતો.

"હિંમતલાલના બાપ કહેવાય નગરશેઠ. રાજમાં નગરશેઠ તરીકે પહેલી ખુરશી પડે પણ ઘરમાં સ્ત્રી પાસે કંઈ ન ચાલે. એટલે એ બધું સહી લેતા. વહુને કેમ રખાય તેનું સાસુજી માણેકબાઈ પાસે તો તૈયાર શાસ્ત્ર જ હતું.

તેને ખાવા માટે રોટલો ને મીઠું જ હોય. પાટલે તેનાથી ન જ બેસાય. કદી ભૂલેચૂકે પાટલા પર બેસવાનો પ્રયત્ન પણ થઈ જાય તો પાટલો સીધો વાંસામાં જ પડે. શાન્તાને માથે દુઃખની ઝડીઓ વરસતી, પણ તેણે કોઈ દિવસ કોઈ પાસે એ વિષે કદી શબ્દ પણ કાઢયો ન હતો. છતાં ગામના લોકોથી આ વાત અજાણી ન હતી. એમાંના અમારાં કેટલાક સ્નેહીઓએ અમને ખબર આપ્યા ને જણાવ્યું કે એને ઘેર બોલાવી લ્યો, નહિ તો એ મરી જશે.

"પિતાજીને આ સાંભળી ઘણું દુઃખ થયું. મારી માએ ભાગીરથીને અને મારા નાના ભાઈને તેને તેડવા મોકલ્યાં. શાન્તા ઘેર આવી પણ પોતાના સાસરિયા વિષે એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો. પણ ભાગીરથીએ તેની સાસુના સ્વભાવનું વર્ણન કર્યું. શાન્તા પર તેની સાસુને પાટલો ફેંકતાં તે જોઈ ગઈ, અને તેનો પિત્તો ઉછળ્યો. તેણે પણ પાસે પડેલ પથ્થર ઉપાડી તેની સાસુના માથામાં જોરથી માર્યો, અને ગુપચુપ મેડી પર સંતાઈ ગઇ. પથ્થર ફેંકનારની શોધ ઘણી થઈ, પણ કંઈ મળ્યું નહિ. આ વાત તેણે મને ખાનગીમાં કહી. એટલે મા કે પિતાજીને કંઇ ખબર પડી નહિ. એટલે એ ઠપકામાંથી બચી ગઇ.

"શાન્તાને અમારે ત્યાં રહ્યે મહિનો થયો ને તેના સસરાના કાગળ ઉપરા ઉપરી આવવા માંડયાં. ન છૂટકે દુઃખતે હૈયે પિતાજીએ તેને સાસરે મોકલી. એમણે નગરશેઠ પિતા અને ગ્રેજ્યુએટ દીકરો જોઇને દીકરી આપી હતી. પણ આજે તો એમને દીકરીને કસાઈવાડે મોકલાવી હોય એવો આઘાત થયો.

"પાંચ વર્ષે શાન્તાનું સીમંત આવ્યું. રોજનું ખાવાનું તેને એવે વખતે ન ભાવે એમાં કંઇ નવાઇ જેવું ન હતું. ઘણાં ઘણાં પ્રયત્નો છતાં કંઇક બીજું ખાવાની ઇચ્છા રોકી ન શકવાથી, આખરે સાતમે મહિને શાંતાએ એક પૈસાના ગાંઠિયા મંગાવ્યા અને ખાધા. ત્યાં અણધાર્યાં સાસુજી આવી પહોંચ્યા. ને પછી તો પૂછવું જ શું ? સ્થિતિ કે તબિયતનો જરાય વિચાર કર્યા વિના શાન્તાને તેના વર પાસે ખૂબ માર ખવરાવ્યો. તેને એટલો બધો માર પડયો કે શાન્તા સંહી ન શકી. અને માર ખાતાં ખાતાં જ બેભાન થઇ ગઈ. એ સ્થિતિમાં એને બીજે દિવસે કસુવાવડ થઇ ગઈ અને ખૂબ અશક્તિ આવી ગઈ.

"ત્યાંના એક સ્નેહીએ અમને ખાસ માણસ મોકલી સમાચાર આપ્યા કે શાન્તાને તુરત ત્યાંથી ઘેર લઈ જવી. આ સાંભળી હું તો ખૂબ ગુસ્સે થઈ. અમે ભાઇ બહેન શાંતાને તેડવા નીકળ્યા. નીકળતી વખતે બાએ મને ખાસ કહ્યું: "જોજે, જીભ વશ રાખજે, કયાંક આડું અવળું બોલતી નહિ. નહિ તો શાન્તાને જ સહેવું પડશે. માટે કંઇ બોલતી નહિ."

"અમે સૌથી પહેલાં અમારા સ્નેહીને ત્યાં ગયા. એમની પાસેથી બધી વાત સાંભળી. એમણે પણ કહ્યું કે અમારે કંઇ પણ બોલ્યા વિના બને તેટલી ઉતાવળે શાન્તાને ઘર ભેગી કરવી. એઇ શાંતાને ઘેર જઇ શાન્તાને લઇ જવાની વાત કરી રજા મેળવી. બીજે દિવસે સવારે શાન્તાને સીગરામ ગાડીમાં સુવડાવી. ભાઇ ગાડી પર બેઠો ને હું હમણાં આવું છું કહી ઘરના પાછલા ભાગ તરફ વળી. ઘર બે

ભાગમાં વહેંચાઇ ગયું હતું. અને ઘણું ઊંડું હતું. પાછળના ભાગમાં ઠાકોરજીની સેવા થતી. ત્યાં ઘણું જ એકાંત રહેતું. મેં ઘરમાં પ્રવેશ કર્યો. ઘરમાં ખાસ કોઈ દેખાતું ન હતું. પાછલા ભાગના ખૂણામાંની એક નાનકડી ઓરડીમાં માણેકબાઈ ઠાકોરજીની સેવા કરતાં બેઠાં હતાં. ઠાકોરજી છોવાય ન જાય તે માટે લાકડીની પાળ કરેલી હતી. અને માણેકબાઈ વાંસો વાળી બેઠાં હતાં. પાસેની લાકડી ઉપાડી મેં તો એનાં માંથામાં ને વાંસામાં જોસથી મારી. ‘ઓય મા’ કરીને એણે પાછળ જોયું. તેટલામાં તો હું તેને જમીન પર પાડી ઉપર ચઢી બેઠી ને બન્ને હાથ તેના ગળાની આસપાસ વીંટી દીધાં. એણે બૂમો પાડવા પ્રયત્ન કર્યા. પણ જેમ જેમ તેનઃ પ્રયત્નો વધતા ગયા તેમ તેમ મારા હાથ તેના ગળાની આસપાસ વધુ મજબૂત બનતા ગયા. આખરે થાકીને તેણે એ પ્રયત્નો છોડી દીધા. મેં કહ્યું: ‘જીવનમાં તું પણ કદી વહુ હતી કે નહિ ? તારે બહેનને દુઃખ દેવું છે, કેમ ? એક વાર હા પાડ, કે પહેલાં તને જ પૂરી કરૂં. પછી ભલે થવાનું હોય તે થાય. એક વાર બીજી બધી સાસુઓ પર દાખલો તો બેસે કે કેટલી વીસે સો થાય છે !’ એ મારી તરફ જ જોઈ રહી હતી. મેં કહ્યું: ‘આ શાલીગ્રામના સોગંદ ખા કે હવે વહુને દુઃખ નહિ દે.’ ગુસ્સામાં મારા હાથની ભીંસ વધી ને જવાબ આપવાને બદલે તેની આંખો ઊંચી ચઢવા માંડી. એ બેભાન બની ગઈ હોય એમ મને લાગ્યું. એટલે મેં તેને છોડી દીધી. દરવાજે સાંકળ મારી હું પાછી ફરી ને એક શબ્દ પણ બોલ્યા વિના ગાડીમાં ચડી બેઠી.

"છેલ્લા પ્રસંગે શાન્તાનો સ્વભાવ જરા બદલ્યો હતો. ઘેર આવતાં જ તે માને વળગી પડી ને પોતાના દુઃખની વાત કહેતાં ખૂબ રડી, તેનું પોતાનું બાળક! આમ કવખતે તેના ધણીના હાથે જ તેનું મોત થયું એ એને બહુ સાલતું હતું. એની એ જ ચિંતામાં દિવસે દિવસે તેની તબિયત બગડતી ચાલી. એક સાંજે તેની પાસે મારા પિતાજી અને મા બન્ને બેઠાં હતાં ત્યારે શાન્તા બોલી. હવે તે વાત કરવામાં પડદો રાખતી નહિ તેણે ખુલ્લા દિલે કહ્યું: "તમે મને મારા સુખ માટે નગરશેઠને ત્યાં આપી. બી. એ. ભણેલો વર શોધ્યો કે જેથી કદાચ સાસુ આકરા સ્વભાવની હોયતો પરદેશ જઈ જુદું ઘર માંડે. પણ મારે કમનસીબે નસીબ બે ડગલા આગળ જ રહ્યું. તમે તો મને ખૂબ લાડમાં રાખી, પણ મારૂં કરમ જ કઠિયારાનું એટલે શું થાય? તમે મને દુઃખી કરી એમ નહિ માનતા. મારા પૂર્વજન્મના પાપોનું જ આ પરિણામ હશે." એમ કહીને તે મૌન બની. તેનાથી આગળ બોલાયું નહિ. માએ તેને ખૂબ આશ્વાસન આપ્યું ને તેનું માથું ખોળામાં લઈ પંપાળી. પિતાજી પણ તેની હાલત જોઈ દુઃખી થયા. શાન્તાના શ્વાસોશ્વાસ વધતા જતા હતા. થોડી વાર થાક ખાઈ તેણે પિતાજીને કહ્યું: "બાપુજી, હું તમને પણ દુઃખકર્તા જ નીવડી છું ને? મને માફ કરજો." તેણે બંને હાથ જોડયા ને બોલતાં બોલતાં આંખ બંધ થઈ ગઇ. તેનું પ્રાણ પંખેરૂં ઊડી ગયું. અને અખંડ શાંતિ લેવા તે પ્રભુના દરબારમાં પહોંચી. મારી માએ તેના શરીર પર અનેક ચીંટીયા ને તવેથાના ડાઘા જોયાં. આ જોઈ એમને અતિશય ત્રાસ થયો.

મારા માતાપિતાને આ ઘા કારમો હતો. એમને ક્યાંય ચેન નહોતું પડતું. દિવસો વીતતા ગયા પણ દુઃખનો ઘા કેમે રૂઝતો નહોતો. એક દિવસ અચાનક પેલા સ્નેહી અમારે ગામ આવ્યા. પિતાજી સાથે વાતચીત કરતાં શાન્તાની વાત નીકળી અને એમનાથી જોરથી બોલાઈ ગયું; "અરે, આ તમારી દીકરી તો અજબ નીકળી!"

"કેમ?" મારા પિતાજીને આશ્ચર્ય થયું. પેલા સ્નેહીએ શાન્તાની સાસુનું મેં ગળુ દબાવ્યું ને બેભાન કરી–એ બધી વાત પિતાજીને કહી સંભળાવી ને ઉમેર્યું: "તમારી છોકરી આટલી નાની પણ પઠાણ જેવી છે. તેને કન્યાગુરૂકુળમાં ભણાવી હતી કે શું?"

પિતાજીએ કહ્યું. "હા. હવે કન્યાઓને પણ અન્યાય સામે બંડ ઊઠાવવા તૈયાર કરવી જોઈએ ને?"

એમના ગયા પછી મને ખૂબ ખિજવાયા. તે દિવસથી સૌ મને પઠાણ કહેતા થઈ ગયા.

આ પ્રસંગ પછી મને પુરુષ જાતિ તરફ એક જાતનો તિરસ્કાર છૂટયો. શાન્તાના વરમાં જ જો પાણી હોત તો તો આ બધું કંઈ ન થાત.

વાત પૂરી કરતાં નીલમને બહેનનું દુઃખ હૈયે ચઢયું ને તેનો કંઠ ભારે થઈ ગયો.

"તમારી વાત સાંભળી ખરેખર કોઇને પણ દુઃખ થાય એવું છે. હવે આવા પ્રસંગોને સાંભળી તેના વડે

બીજાનો સંસાર સુખી કરવા પ્રયત્ન કરવો અને એ આત્માને એનો પ્રણેતા બનાવવો એમાં જ એ આત્માને શાન્તિ મળશે. ભાનુપ્રસાદે દિલગીરી બતાવતાં કહ્યું.

દિનેશે એક રસ્તો સૂચવ્યો: "વીણા બહેને સંસાર સુધારક પ્રચારકાર્ય માટે મોટી રકમ આપણને સોંપી છે. આપણે નીલમ બહેનને જ એ કામ સોંપીએ. ઘેર ઘેર ફરી એ બહેનોના સુખદુ:ખો જાણશે. અને જરૂર પડયે તેમની સહાયતા કરશે."

રમાકાન્ત બોલ્યો: "નીલમ બહેન ! તમારાં બહેન દુ:ખ ભોગવી સ્વર્ગે ગયા, પણ બીજી અનેક બહેનોનાં દુ:ખ દૂર કરે, એવી જીવનકથા પાછળ મૂકતાં ગયાં. એકનું દુ:ખી જીવન બીજાં અનેકનાં જીવન સુધારશે. બીજા સૌના જીવનને સુખી કરવાનું પુણ્ય તમારા બહેનને ચરણે ધરજો. એમના આત્માને શાન્તિ થશે."

નીલમે કહ્યું: "ખરેખર ! એણે મરીને પણ જે સંદેશ આપ્યો છે તે ઘેર ઘેર પહોંચાડવા હું મથીશ. હું એ સંદેશે બીજી અનેક બહેનોને સુખી કરી તેની યાદ જીવંત રાખીશ."

"હું નહોતો કહેતો કે આપણે સુખ જ શોધીશું ?" ભાનુપ્રસાદે કહ્યું. "પછી ભલેને આપણે દુ:ખની વાતો કરતા હોઈએ ! દુ:ખમાંથી સુખની શોધ મળે છે, તે આનું નામ."

રૂપાએ સૌને જમવાનું તૈયાર થયાનું જણાવ્યું ને બધા જમવા ઊઠયાં.

જમી રહ્યા પછી વાતચીત કરતાં કરતાં વીણાએ રશ્મિને પોતાની સાથે આવવાની તૈયારી કરવા કહ્યું. એ સાંભળીને રૂપાએ કહ્યું: "વીણા બહેન, રશ્મિ બહેન જશે તો હું અહીં તદ્દન એકલી થઈ જઈશ, ને પેલા દુષ્ટો ફરી ફરી આવી મને હેરાન કરશે, તો હું શું કરીશ ?"

વીણાએ કહ્યું: "ઈશ્વર એમને સદ્બુદ્ધિ આપે. તમે પણ અહીં ઘણું કામ કર્યું છે. હવે વિદ્યા બહેન અહીં કાર્યકર બહેનોને મોકલી આપશે. એ લોકો એમની મેળે કામ કરતા થાય, એટલે કામ એમને સોંપી તું ત્યાં આવજે."

રૂપાનું બબ્બે દિવસના ઉપવાસથી મ્લાન બનેલું મુખ આ સાંભળી પ્રફુલ્લ બન્યું. તેણે વિદ્યા તરફ અનુમોદન માંગતી નજરે જોયું. વિદ્યાએ સમજીને કહ્યું: "હા રૂપા હવે તારે પણ અહીં રહેવાની જરૂર નથી. અહીંના લોકો પણ હવે સારી પેઠે તૈયાર થયા છે. હવે બધું એમના પર જ સોંપીએ. જેથી કામ પણ ચાલ્યા કરે ને આપણને ચિંતા નહિ" આ સાંભળી સૌને આનંદ થયો.

વીણાએ કહ્યું: "જો રશ્મિ ! તારે આજે તારા મીઠા ભજનો અમને સંભળાવવા પડશે. તારી ભજન મંડળીને આજે રાત્રે બોલાવજે. છેલ્લે છેલ્લે એ આનંદ પણ માણી લઈએ."

ભજન મંડળીની વાત સાંભળી મેનાને કંઈક સાંભરી આવ્યું. તેણે પૂછ્યું: "વીણા બહેન, તમારી પેલી પટલાણી-ઓને કેમ છે ? તેમને ઘણા દિવસ થયા જોઈ નથી."

"એ વજેશ્વરીમાં આનંદ કરે છે." વીણાએ જવાબ આપ્યો. "દર પૂનમે મંડળી જામે છે. અહીં કરતાં ત્યાં એ લોકો વધુ સુખી લાગે છે."

"તમારો સાથ જ એમને માટે સુખકર્તા છે. તમારામાંયે અજબ જાદુ છે. સૌને પોતાના જ બનાવી લો છો." વિદ્યાએ કહ્યું.

"વીણા બહેન!" રૂપા બોલી. "આજે મેં કોઈ માણસનું મોઢું જોયું લાગે છે. મારી દરેક ઇચ્છા આજે પાર પડે છે. રશ્મિ બહેનની જવાની વાત સાંભળી મને કંઈ કંઈ થતું હતું, પણ ફરજ મને ચૂપ રાખતી હતી."

"અરે એમ તે કંઈ તમને એકલાને રખાય? વીણાએ કહ્યું: "આપણે સૌએ સાથે જ હિંદની મુસાફરી કરવી છે. આખી ટ્રેન સ્પેશ્યલ કરવી છે. તો પછી તમને કેમ રહેવા દઈએ?" નીલમે જાત્રાની યાદ દેવડાવી.

મેનાએ કહ્યું: "વીણા બહેન, પેલા તમારા પાનબાઇ, પ્રેમબાઇ ને વીરૂબા, બધા આવશે ને?"

"એ તો મારા જીવનના સાચા સંગાથી છે. એમને કંઈ ભુલાય?" વીણાએ કહ્યું, "ને કલુબા, ગંગુબા ને, કતીબાને નહિ લઈએ તો એ તો ગાર્ડના ડબ્બામાં પણ ચડી બેસે એવા છે. પણ એકલા નહિ જવા દે."

"પછી તો પૂરી મંડળી જામશે." મેના અત્યારથી જ એ પ્રસંગની કલ્પના કરવા લાગી. ને પછી તો ટ્રેન પવનવેગે દોડતી હશે ને વીણા બહેન ગાતાં હતાં તેમ;

આનંદ રસની મીઠી લહેરે મનડું સૌનું ઝ્હેલે
સાચો સંગાથી સાથ મળે ત્યાં મન મહેરામણુ ડોલેરે.
એ હિંચે પ્રેમ હિંડોળે.

એવી જાત્રા થશે."

એટલામાં વીણાએ બોલાવેલા પટેલીઆઓ આવી પહોંચ્યા. વીણા ને વિદ્યા એમને કામકાજ સોંપવાની વાતોએ વળગ્યા. અને બીજા સૌ પોતપોતાના કામે ગુંથાયા.

૨૧

## ભજનમંડળી

નભમંડળમાં સોળે કળાએ ખીલેલો ચંદ્ર એના સાથી નક્ષત્રો સાથે વિચરતા જગતજનો પર અમૃતછાંટણા છાંટી રહ્યો હતો. રશ્મિ અને એની મંડળીના મીઠે સૂરે ગવાતા ભજનો સાંભળી એ પણ થોડી વાર માટે સ્થિર થઈ ગયો હતો, એક પછી એક ભજન ઊપડતા હતા, બીજે દિવસે વીણા બહેન રશ્મિ વગેરે જવાના હતા એ ખબર સાંભળી રાતની ભજન-મંડળીમાં છેલ્લે છેલ્લે ભજનનો આનંદ લઇએ—એ વિચારે આખું ગામ ત્યાં ઊલટી પડયું હતું. એક કરતાં એક ચડિયાતા ભજનો ગવાઈ રહ્યા હતા. સૌના માથાં તાનમાં ડોલતાં હતાં. વખત કયાં જતો હતો તેનું કોઇને ભાન ન હતું. ભજન લાંબે લ્હેકે ગવાઈ રહ્યાં હતાં. આખરે સવાર થઈ. સૂર્યના કિરણો પૂર્વને આંગણે પ્રકાશ્યાં. રશ્મિએ ઊઠીને ઊગતા સૂર્યદેવને વંદન કર્યાં. ત્યારે જ સૌને ખ્યાલ

આવ્યો કે સવાર થયું છે. તો પણ છેલ્લે રશ્મિને એક ભજન સંભળાવવાનો આગ્રહ થયો. ને રશ્મિએ ભજન મંડળી સાથે ગાવા માંડયું.

વ્હાલા મારા, સત્યના સંગાથી રે, ભીડ મારી ભાંગી રે,
પ્રભુ આજ વ્હારે ચડયા હોજી.

અધમ ઉદ્ધારણ બાપજી તારી અકળ કળા ન કળાય;
સુખ દુઃખના પરિભ્રમણમાં, તારા ઊંડા ભેદ અંકાય.
વ્હાલા મારા, સત્યના સંગાથી રે—

દુઃખ દાંતી જો ના બને, તો માયા કંકર ન જાય.
દુઃખથી હૈયું કોમળ બને, ત્યાં અશોક બીજ વવાય.
વ્હાલા મારા, સત્યના સંગાથી રે—

એ અશોકને છાંયડે, માંગ્યા વરસે મેહ,
અમર ધામ તારૂં મળે, ભક્તની વાણી એહ.
વ્હાલા મારા, સત્યના સંગાથી રે—

બિલાડોના બાળની કરી નીંભાડે રક્ષાય,
એ અગ્નિની જાળમાં તારા દર્શન થાય
વ્હાલા મારા, સત્યના સંગાથી રે, ભીડ મારી ભાંગી રે.
પ્રભુ આજ વ્હારે ચડયા હોજી.

ભજન પૂરૂં થયું ગામ લોકો કહેવા લાગ્યા. "રશ્મિ બહેન, તમે તો અમને છોડી ચાલ્યા જાઓ છો. પણ અમે તમને કદી નહિ ભૂલીએ."

રશ્મિએ નમ્રતાપૂર્વક કહ્યું. "તમે સૌ તો મારા વડીલ

છો. તમે મને પોતાની દીકરીની જેમ પ્રેમથી રાખી છે. એ મારાથી કદી વિસરાય તેમ નથી. તમે સૌએ અમારા કામમાં સાથ આપીને જ અમને યશ અપાવ્યો છે. તમારો સાથ ન હોત તો અમે કંઈ જ કરી શક્યા ન હોત. મારાથી તમારો કંઇ અપરાધ થયો હોય તો હું માફી માગી લઉં છું. આજે અમે સૌ જઇએ છીએ. ફરી ક્યારે મળીશું તે ચોક્કસ કહી શકાય નહિ. છતાં અહીં આવતા રહીશું. સૌને મારાં વંદન છે.”

વીણાએ કહ્યું: “બંધુઓ! તમારો સાચો સ્નેહ ભુલાય તેમ નથી. મારાથી કે અમારા કોઈ પણ કાર્યકર બહેનોથી તમને કંઈ દુઃખ થયું હોય તો હું એ સૌ તરફથી માફી માગું છું. અને વિનંતિ કરૂં છું કે કોઈ પણ સંજોગોમાં આપણું ઉપાડેલું કામ ચાલુ રાખજો. હજુ તો આપણે ઘણું ઘણું કરવાનું છે. તમે સૌ સંપીને રહેજો, ગરીબો પર દયા રાખજો, સાચી નિષ્ઠાથી કામ કરશો તો પરમાત્મા હમેશાં તમારી સહાયમાં જ છે તેની ખાત્રી રાખજો. કોઇ પણ પ્રકારની મુશ્કેલી આવે તો એથી ગભરાતા નહિ. શાન્ત ચિત્તે વિચાર કરી એનો સામનો કરજો. સંકટમાંથી સારી વસ્તુ શોધાય છે. પ્રભુ સંકટ દ્વારા આપણી કસોટી કરે છે. એ યાદ રાખજો. સત્ય ને ટેક તમારી દીવાદાંડી છે. એ જ તમને સાચો રસ્તો બતાવશે. અંતરાત્માને સાક્ષી રાખી દરેક કામ કરજો પ્રભુ તમને સુખી રાખે.”

ગામ લોકોએ કહ્યું: “બા, તમે તો અમારૂં દુઃખ ભાંગ્યું છે. અમને નવી જીંદગી આપી છે. માતાની જેમ

આખા ગામની રક્ષા તમે કરી છે. આસપાસના ગામડાં પણ તમારા ઉપકારી છે. અમે તમારૂં લૂણ ખાધું છે. હમેશાં અમે એ યાદ રાખશું ને આ કામ અમારૂં જ માનીને ઉપાડી લેશું. ગામમાં કોઈ પણ ભૂખ્યો નહિ સૂએ એની ખાત્રી આપીએ છીએ. તમે તમારે બેફિકર રહો ને શાન્તિથી સિધાવો. તમે તો અમારા માવતર છો. અમારા રામ, રામ સ્વીકારજો."

દિવસ આખો જવાની તૈયારીમાં નીકળી ગયો. સાંજે સૌ સ્ટેશને પહોંચ્યા. ગામના લોકો તેમને સ્ટેશન સુધી વળાવવા આવ્યા હતા. ફરી ફરીને એમણે પોતાની લાગણીઓ વ્યક્ત કરીને સૌએ ભૂલચૂકની માફી માંગી. ટ્રેન આવતાં વીણા, ને તેના સાથીઓ તેમાં બેસી ગયા. સીટી વાગી અને 'આવજો, આવજો, સંભાળજો, કાગળ લખજો' વગેરે શબ્દો વચ્ચે ટ્રેન ચાલુ થઈ. અને સ્ટેશન બહાર નીકળી ગઈ. બધા સરખા બેસી ગયા એટલે ભાનુપ્રસાદે વાત શરૂ કરી: "નીલમ બહેન તમે સ્ત્રીના દુઃખોના પોકાર ઘણાં કર્યાં. પણ તમે એમ માનો છો કે પુરુષો તો સુખી થવાનો પરવાનો લઈને જ આવ્યા છે?"

નીલમે કહ્યું કે "સ્ત્રી દુષ્ટ મળી હોય તો સ્વર્ગ જેવો સંસાર વેરાન કરી દે. તે પુરુષ હોવાથી બધે ઠેકાણે પોતાના રોદણાં નથી રડતો એટલું જ. બાકી હું તો એવી ઘટનાઓ પણ જાણું છું કે જેમાં સ્ત્રીને લીધે પુરુષનું સત્યાનાશ વળ્યું હોય. એ તો સ્ત્રી છે. રીઝે તો રક્ષણ કરે ને ખીજે તો એવો ઝેરી ડંખ મારે કે જીંદગી ખતમ."

"તો નીલમ બહેન એવી પણ કોઈ વાત કહોને?" રમાકાંત બોલ્યો. દિનેશ ને ભાનુપ્રસાદે પણ આગ્રહ કર્યો.

નીલમે કહ્યું: "સ્ત્રીનો દૈવી પ્રેમ કેવો હોય છે તેની વાત કહો તો કરૂં. પણ સ્ત્રીઓના દોષ તો મારાથી નહિ કહી શકાય."

દિનેશે કહ્યું: "જોયું ! સ્ત્રી, પુરુષ વચ્ચે કેટલો પક્ષપાત રાખે છે !"

રમાકાન્તે કહ્યું: "નીલમ બહેન, દિનેશ ભલે ગમે તેમ બોલે. તમે તો સ્ત્રીઓના વખાણ કરતા રહેજો. પોતાની જાતિનું અભિમાન તો રાખવું જ જોઈએ ને ! બોલો તમારી વાત આગળ ચલાવો. અમારે પણ એ દૈવી પ્રેમ જાણવો છે."

૨૨

## સાવકી માતાનો આત્મભોગ

નીલમે શરૂ કર્યું:

" મારી નજરે જોયેલ આ દૈવી પ્રેમની સાચી વાત તમને કહું છું. કુદરતની કૃતિ, નાટક કે સિનેમાની વાતો કરતાં વધારે કૃત્રિમ લાગે એવી છે. છતાં તે ખરેખર દુનિયાના તખતા પર લખાય અને વંચાય તેના કરતાં કંઈક વધારે સ્વરૂપમાં આપણે મનુષ્ય તરીકે કલ્પી ન શકીએ, એવી રીતે બનેલી છે.

" અમારા ગામમાં ચીમનશેઠ કરીને એક શ્રીમંત ગૃહસ્થ હતા. તેમના પુત્રનું નામ ધીરેન્દ્ર. તે ચીમનશેઠનો પહેલો અને બહુ લાડકો પુત્ર હતો. પણ ઘરમાં બધા તેને ધનુ કહી બોલાવતા. ધનુની માતાને સુવારોગ થયો અને બે માસના ધનુને મા વિહોણો કરી તે સ્વર્ગે સિધાવી. ચીમન શેઠને આ દુઃખનો ઘણો આઘાત લાગ્યો. પણ ધનુની

સંભાળમાં સ્રીનું દુઃખ ધીમે ધીમે ભૂલતા ગયા. વડીલોના આગ્રહને માન આપી ચીમન શેઠ સુહાગી નામની સુકન્યા સાથે ફરી લગ્નગ્રંથીથી જોડાયા. ચીમન શેઠ ધાર્મિક, સત્યનિષ્ઠ, પરગજુ પિતાના પુત્ર હતા. અને તેમની માતા, કુટુમ્બ-વત્સલ, પ્રેમાળ સ્વભાવના, વ્યવહારિક, હિંમતવાળા અને બાજરમાન ગૃહિણી જેને કહી શકાય એવા, નેક, ટેકને જાળવવાવાળા, શક્તિ જેવી શક્તિ ધરાવનાર હતા. તેના ગરીબ સંસારનો પાર કોઈ પામી શકતું નહિ. અને સોમાં સવાયા થઈ તે ઘણું માન મેળવતા. એટલે ચીમનશેઠમાં પણ પિતાની ધાર્મિક ભાવના અને માતાનો બુદ્ધિયોગ બરોબર ઊતર્યો હતો. ચીમનશેઠની સ્થિતિ બહુ જ ગરીબ ગણાય. પણ સુહાગીના સુયોગે કહો કે, માતાના હિંમતભર્યા વારસા વેગે, જે કહો તે, ભાવિના પરિભ્રમણની રૂપરેખાએ ચીમનશેઠની ઊજળી ઉષામાં દિનપ્રતિદિન પ્રકાશ પૂરવા માંડયો. સુખ આવે છે ત્યારે એક પછી એક આવવા માંડે છે. ત્યારે વાર નથી લાગતી. તેમ ચીમન શેઠને ત્યાં આંખને આનંદ આપનાર ચંદ્ર સમ શાન્તિ અર્પતો મનરંજક બીજો પુત્ર થયો. અને એના પગલે ધનભંડાર ઊભરાવા લાગ્યા. અને થોડા વર્ષોમાં તો કલ્પી ન શકાય એવા ફેરફારો થઈ ગયા. ચીમનશેઠને ત્યાં બાગ બગીચા, બંગલાઓ અને રાચરચીલાથી ઘરની શોભા વધતી ચાલી. બીજી બાજુ કુટુમ્બીઓ, નાત, જાત અને અનેકના તારણહાર રૂપે બનતા. ચીમન શેઠ જાત્રા, યજ્ઞયાગો, ધર્મશાળાઓ, વૈદીકશાળાઓ, સંસ્કૃતશાળાઓ, સ્રી દવાખાનાંઓ વગેરે લોકોપયોગી કાર્યોથી દાનવીરની ગણત્રીમાં પંકાવા લાગ્યા. મોટા મોટા પંડિતો

અને શાસ્ત્રીઓથી તેના ઘર આંગણાં વિક્રમના વખતના ભવ્ય દરબારનું પુનઃદર્શન કરાવતા સુકીર્તિના ધ્વજ ફરકાવતા હતા. સુહાગી પણ ધર્મપરાયણ હતી. અને પોતાની સ્ત્રી તરીકેની ફરજમાં સુકીર્તિ મેળવતી. પતિના અનેક સુકાર્યમાં સાથ આપતી. ધણીની કીર્તિને સોનાનો કળશ ચડાવવામાં પાછી પાની કરતી નહિ. તે ઉદાર હૃદયની, નીતિમાન, અને ફરજને ખાતર, પ્રાણ દેનાર—ભાગ્યે જ એવી સ્ત્રી મળે— એમાંની એક હતી. ચીમનશેઠના સુખનો સૂર્ય મધ્યાન્હે તપતો હતો. સંસારમાં સ્વર્ગ સમુ સુખ ભોગવતાં, પરમાત્માનું સાન્નિધ્ય સાધતા પોતાની ખરી કમાણીનો પૈસો સુમાર્ગે વાપરતા કયા માનવને આનંદ ન થાય ? સાક્ષાત લક્ષ્મી જેવી આજ્ઞાકારી, અનુકૂળ ગૃહિણી, સુંદર, કર્ણ જેવા દાતાર અને અર્જુન જેવા પરાક્રમી પુત્રો પિતાના જમણો હાથ બની તેના વેપાર--ઉદ્યોગમાં ઉપયોગી, સલાહકાર હતા. આવા પુત્રો નિહાળી કયા પિતાની છાતી આનંદની છોળે ન ઊછળે ? ચીમનશેઠનો વહાલો ધીરેન્દ્ર ઉંમરલાયક થયો. તેના લગ્નની તૈયારીઓ થઇ. સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો. ધીરેન્દ્રનું શરીર બહુ જ દુબળું અને માંદું રહ્યા કરતું. પણ સુહાગીની કાળજીભરી માવજતે તે આજે પરણવાની સ્થિતિએ પહોંચ્યો હતો. સુહાગીની તેને પોતાના બાળક કરતાં પણ વિશેષ વહાલસોયો રાખતી, કારણ કે લગ્ન વખતે તેની માતાએ આપેલ શીખામણ તે હંમેશા યાદ કરતી.

કુમળા મગજ પર માતા—પિતાની શીખામણ ઘણું જ કામ કરે છે. સુહાગીને માતાની સલાહ રગેરગ ઊતરી ગઈ હતી. અસલના વખતમાં ભણતર નહોતું. પણ

આવી ગણુત્રીની ચાવીએ સંસાર ચક્રો પૂર્ણ વિકાસથી ચાલતા. તેના સુખમાં ભંગાણુ ભાગ્યે જ પડતું. એ સંસારસુખની ઈમારતોને કોઇ ભાંગી શકતું નહિ. કારણુ કે ત્યાં નેકટેકની પાષાણી દીવાલને તોડવા કોઈ શક્તિશાળી બની શકતું નહોતું, અને તે ત્યાગના ભેળમાં ભાગ્યે જ સ્વાર્થની ઉધઈ પેસતી. એટલે સંસાર સ્વર્ગ સમ બની રહેતો.

ચીમનશેઠને પહેલા પુત્ર પર વધારે વહાલ હોય તે સ્વાભાવિક હતું. તેઓ પણુ ધનુનું ખૂબ ધ્યાન રાખતા. અને કોઇ કોઇ વાર જાતી દેખરેખ રાખવાનું ચૂકતા નહિ. તેઓ ધારતા કે રાખે મા વગરના બાળકનું મન કોઈ દુભવે, અને તેની જાણુ બહાર રહે એ તેને ગમતું નહિ. ધનુ તો મા વગરનો એટલે ઘરમાં બધાંનો લાડીલો બાળક હતો. તેની મસ્તી ઘણીએ વાર બહુ નુકશાનકારક નીવડતી. પણુ કોઇને તેની ફરિયાદ તેના પિતા સુધી પહોંચાડવાનું મન થતું નહિ. સુહાગી તો "ક્ષમયાધરિત્રીની" માફક ધનુને ક્ષમાની દૃષ્ટિએ જ નિહાળતી. અને માંદા શરીરનું જીવ પેઠે જતન કરતી. તેના લગ્નના લ્હાવાના વિચારે તે ફાલી-ફૂલી કયાંય સમાતી નહોતી. લગ્ન નિર્વિઘ્ને થઈ ગયા. અને આનંદી વાતાવરણુ ચાલુ જ હતું. ત્યાં જ ધનુના મિત્રોએ પતિપત્ની વચ્ચે ભેદ પડાવવાનો તાગડો રચ્યો. ધનુને તેના મિત્રોની વાત સાચી લાગી. મનમાં અણુગમો અને અસંતોષના બી વવાયાં. તાલીમિત્રોને આથી આનંદ થયો. કારણુ કે પૈસાપાત્રના છોકરાને કુટુમ્બથી વિખૂટો પડાવવામાં તેમનો સ્વાર્થ હમેશાં આગળ હોય છે. કુટુમ્બી જાય તો એનું સ્થાન સ્થિર થાય. એ વિચારે આ તાગડો રચાયો હતો.

એક દિવસ ધનુએ પોતાનું દુઃખ પિતા પાસે ઠાલવ્યું. પાકટ બુદ્ધિના પિતા ચેતી ગયા કે આ કાર્ય મિત્રોનું છે. અસંતોષના મૂળ ઊંડા ઊતરે ત્યાર પહેલાં જ તેને ઊખેડી નાખવાં જોઈએ. એ વિચારે પિતાએ સાચી વાત સમજાવી. તેણે પુત્રને સમજાવ્યું કે તાલીમિત્રો હંમેશાં અસંતોષના બીજ વાવે છે અને સ્વજનના સાચા હેત દૂર કરાવવાની આ ચાવી છે. માટે તેને દૂર કર. જે ખાનદાન કુટુમ્બની કન્યા તારા માટે જોઈ છે તે તારા સુખનું કેન્દ્ર છે. રૂપ કે શરીરની મોહકતા એ તો થોડા દિવસના અસ્થાયી આનંદ અને મોહના કારણરૂપ છે. સદ્‌ગુણ એ તો જીંદગીભર સુખી બનાવનાર–સંસારમાં માનવજાતને સુખી કરનાર અણમોલ જવાહીર છે. એ ખાનદાન કુટુમ્બ સિવાય બીજામાં સહેલાઈથી આવે તેમ નથી. પિતાની સોનેરી સલાહ ધનુને સાચી લાગી. અને પતિ–પત્નીનો સુમેળ સધાયો. પિતાની અમૂલ્ય સલાહે તે પત્નીના ગુણશોધક બન્યો. અને ત્યાર પછી હંમેશા તે સુખી દેખાયો.

ચીમનશેઠ સુખની પરિસીમાએ પહોંચ્યા હતા. સુખની પૂર્ણ ટોચ પર ચડેલ ચીમનશેઠ ભાવિની ભવિતવ્યતામાં પોતાના આત્માની ઉન્નતિનું ભાન કદી ભૂલ્યા નહોતા. જેમ જેમ તેમની શ્રીમંતાઈ વધતી જતી હતી. તેમ તેમ વધારે ધર્મપરાયણ અને નિર્લોભી અને નિરભિમાની, શુદ્ધ હૃદયના, ઇશ્વરપરાયણ બનવા લાગ્યા. પણ કાળની ગતિને કોઈ પહોંચી શકવા સમર્થ નથી. તેના કાળભ્રમણના ભેદી ચક્રો ફરવા લાગ્યા. અને એ સુખ વિશેષ ન નભવા દીધું. હજી લગ્નનો આનંદ મનમાં જ રમતો હતો ત્યાં ધીરેન્દ્રભાઇને

ટાઇફોડ આવવા લાગ્યો. અને માતા–પિતાને ઊંડી ફાળ પડી. તાવ ધીમે ધીમે લંબાતો લંબાતો ત્રણ મહિનાની ટોચે પહોંચ્યો. તાવની ગરમી ચાર, પાંચ ડીગ્રી રહેતી, અને એની ગરમી માથે ચડી. એ ગરમીની કારમી વરાળે ધનુભાઇને બેશુદ્ધ બનાવ્યા. ભયંકર માંદગીએ માતા–પિતાના જીવને તાળવે ચોંટાડયો. અને સુહાગી ત્રણ ત્રણ મહિનાના ઉજાગરે પણ અપજશની આગે જાણે બળતી ભઠ્ઠીમાં મુકાઈ હોય તેમ વ્યાકુળ બની. તેણે અન્નની બાધાઓ લીધી. ત્રણ ત્રણ માસ થયા. અલ્પાહાર અને ઉજાગરાએ તેનું શરીર કૃશ બની ગયું હતું. તેને પોતાના બાળક કરતાં પણ ધનુ ઉપર બહુ જ પ્રેમ હતો. તે હંમેશાં પ્રાર્થના કરતી. ‘પ્રભુ, આ મા વિહોણા બાળક સામું જોજો. આજે ધનુની મા હોત તો તેને મરવા ન દેત, મારા આયુષ્યે પણ જો તે બચતો હોય તો, હે ભગવાન મારૂં આયુષ્ય હું તેને અર્પું છું. તેને બચાવી મારી લાજ રાખજે. વર્ષો થયાં જેને બાળક તરીકે જ માન્યો છે તેને જીવાડી મારી લાજ રાખજો. તેને પરણ્યા હજી છ માસ નથી થયા, ત્યાં આ દુઃખ જોઈ શકાય તેમ નથી. આ રાંક વહુનું ભાગ્ય લુંટાવી શકાય તેમ નથી. હવે દયા કરજો. હવે તો ધનુની આંખ ન ઊઘડે ત્યાં સુધી હું અન્ન નહિ લઉં.’ સુહાગી ધનુની ચિંતામાં જીવતે મુવેલા જેવી થઇ ગઈ હતી. તેણે આત્મભોગ માટે બાધા લીધી; ચીમનશેઠ પણ ધનુની ગંભીર માંદગીએ બ્હાવરા બન્યા. તેમણે પુષ્કળ દાન, પુણ્ય તથા જપ તપ કર્યાં. રાત્રિ દિવસ આંખમાંથી અશ્રુ સારતાં દંપતી, ડુબતા વહાણની ભયંકરતા અનુભવવા લાગ્યું. આખરે આઠમે

દિવસે સુહાગીના અને શેઠના પુણ્ય પ્રતાપે ધનુએ આંખ ઉઘાડી. અને 'બા, બા,' કહીને સુહાગીને બોલાવી. સુહાગી અને ચીમનશેઠના જીવમાં જીવ આવ્યો. તેઓનું હૈયું હાથ ન રહ્યું. ખૂબ પ્રેમાશ્રુ આવ્યા, પણ માંદા પુત્રને એ હર્ષના આંસુ ન બતાવવા હૈયાને ખૂબ કઠણ કરેલ હતું. છતાં હર્ષાશ્રુએ પુત્રને સ્નેહ જળથો નવડાવ્યો, અને દુનિયાને દેખાયું કે સાચા પ્રેમ પાસે કાળભૈરવનું કાતિલ ખંજર પણ પાછું જાય છે. સુહાગીએ દીધેલ આયુષ્યે ધનુમાં ઝડપ-ભેર સુધારો થયો. તે હાલતો ચાલતો થયો અને સુહાગી થોડા દિવસની માંદગી ભોગવી સ્વર્ગે સીધાવી.

આ ઓરમાન માનું ન કલ્પી શકાય એવું આત્મ-બલિદાન; આનું નામ દૈવી પ્રેમ. આ અમારી ભારતની સ્ત્રીઓની ઉદાર ભાવના.

નીલમે પોતાની વાત પૂરી કરી.

"વાહ, વાહ, ધન્ય હો, એ દૈવી આત્માને ! આવા આત્માઓ જ અમર નામના મેળવી જાય છે. જીવનનું ખરૂં સાફલ્ય તેઓ જ મેળવી જાણે છે." ભાનુપ્રસાદે આનંદના ઉદ્ગાર કાઢતાં કાઢતાં કહ્યું:

"અરેરે ! વળી એ બિચારીને મારી કયાં નાંખી." રશ્મિ આંખમાંના પાણી લૂછતાં લૂછતાં બોલી.

દીનેશે કહ્યું: "આ વખતે તમે સ્ત્રી–પુરુષની બન્નેની સમતુલા જાળવી છે. આવી રીતે જો પુરુષોના વખાણ થાય તો અમને પણ આનંદ આવે. ચીમનશેઠનો દાખલો તો જીવનમાં ઉતારવા જેવો છે, પણ બિચારી સુહાગીને શું

કામ મારી નાખી ? એ તો મારે પણ રશ્મિ બહેનની જેમ કહેવું પડશે."

"એ કાળચક્ર જો મારા હાથમાં હોત તો જરૂર હું એને બચાવી લેત. અને એને બદલે કોઈ પાપીઓનો ભોગ લેત, પણ કુદરતે એ બાજી એના જ હાથમાં રાખી છે. એટલે માણસ તો નિમિત્ત જ બની શકે છે. બાકી ખરી ગોઠવણ તો પ્રભુએ અગાઉથી કરેલી હોય છે. પણ ઘણી વાર સાત્ત્વિક પ્રેમના પ્રાબલ્ય પાસે પ્રભુને પણ નમવું પડે છે.—સુહાગીના જેવા પ્રેમ પાસે."

"શું પ્રેમની એટલી બધી પ્રબળ શક્તિ હશે કે આયુષ્યની આપ લે થઈ શકે ?" મેનાએ પ્રશ્ન પૂછ્યો.

"બીજાનું કલ્યાણ ઇચ્છવાવાળા અને સત્યનિષ્ઠ માણસો પોતાના પવિત્ર પ્રેમ વડે બધું કરી શકે છે. સાવિત્રીની વાત, સત્યવાનને આયુષ્ય અપાવવાની સાંભળેલ, અને આ સુહાગીની નજરે જોયેલ. એમ તો એક બાળકે પણ પોતાની માને આયુષ્ય આપેલ, અને પોતાના મરણનો દિવસ કહેલ એ જોયેલું છે. બોલો: આ વાત તમે સાચી માનશો ?" નીલમે મક્કમતાથી જવાબ આપ્યો.

"રામ, રામ, રામ, શું માને માટે છોકરું પ્રાણ અર્પે અને એનું જીવન મા ધારણ કરે ! એ તો હૈયું ભાંગી નાંખે એવી વાત છે. નીલમ બહેન, તમે તો એવી એવી વાત કરો છો. જે માન્યામાં પણ ન આવે. એવા નાના બાળકને જીવન મરણની શું ખબર પડે ?" રૂપાએ શંકા બતાવી.

કોઈ કોઈ જીવ દુનિયામાં પ્રેમનો પંથ બતાવવા જ જન્મે છે. અને એ રીતે માનવનો વિશ્વપ્રેમ કેળવે છે. આપણે એવી દૈવી વિભૂતિઓને સમજી નથી શકતા. પણ ખરી રીતે તેઓ બાળસ્વરૂપમાં પણ મહાયોગીઓનું જ્ઞાન ધરાવતા હોય છે. એવા ઉત્તમ આત્માના સંપર્કમાં જે આવે, એમને જ એ ખબર પડે. બીજાથી એ સમજી શકાય તેમ નથી.

બાળકની વાતથી બધાને કુતૂહલ થયું અને દરેકે નીલમને વાત કરવાનો આગ્રહ કર્યો. નીલમે વાત શરૂ કરી.

૨૪

# બાળકે ભાખેલી આગાહી

"અમારા પાડોશમાં રહેતા યશોધરા બહેનને લગ્ન થયાં. દશ વર્ષથી પણ વધારે સમય થયો હતો. પણ તેમને બાળક નહિ. એમને બાળક થાય એવો મોહ કે વાંચ્છના પણ ન હતી.

એક વખત અચાનક સ્વપ્ન આવ્યું અને પૂર્ણ ચંદ્ર દેખાયો. મને વાત કરી એટલે મેં એમને શુભ દિનની નિશાની કહી. પણ બે ચાર માસ સુધી કંઈ નવાજૂની દેખાઈ નહિ.

થોડા દિવસ થયા ને તેને બીજું સ્વપ્ન આવ્યું. જાણે સમુદ્ર મર્યાદા મૂકી છે. મોટા મોટા ભયંકર મોજાંથી શહેરમાં ચારે કોર જળજળાકાર થઈ રહ્યું છે. યશોધરાના ઘર સિવાય કોઈનું ઘર દેખાતું નહોતું. તેના ઘરને જાણે

પાંચ માળ છે. એ પાંચમો માળ જાણે પાણીમાં ડૂબી જવાની તૈયારીમાં હતો. તેણે ઘરનાં બધાં માણસોને કહ્યું: 'ચાલો આપણે અગાશી પર જઇએ. અને પ્રભુ પ્રાર્થના કરીએ. હવે બીજો ઉપાય જ નથી. કોઈ બચાવનાર દેખાતો જ નથી માટે ચાલો પ્રભુ શરણે.'

ઘરના બધા સાથે તેઓ અગાશીમાં ગયા. અને પ્રભુને ચરણે જીવન સમર્પણ કરતા હોય એમ જીવનની માયા છોડી અને પ્રભુના ધ્યાનમાં લીન થયા. ત્યાં એક વિમાન આવ્યું. તેમાંથી ત્રણ માથાવાળી એક મૂર્તિ ઊતરી. અને યશોધરા પાસે આવી તેને જાગૃત કરી, અને કહ્યું: 'અમે તારા પર પ્રસન્ન થયા છીએ તો તું કંઈ વરદાન માગ.'

યશોધરા તો ભૂલી ગઈ કે તે કેવા ભયંકર સંયોગોમાં હતી. તેણે ભગવાનને કહ્યું: 'પ્રભુ તમારે વરદાન આપવું હોય તો પુત્ર આપો, અર્જુનને પુત્ર આપ્યો, કૃષ્ણને આપ્યો અને મને નહિ?' અર્જુન અને કૃષ્ણ તેને આવે વખતે કેમ યાદ આવ્યા એ સમજાયું નહિ.

પેલી મૂર્તિ તો વિચારમાં પડી. યશોધરા તેના મુખ સામે જોઈ રહી તે મનમાં નિરાશ થતી હતી કે હમણાં તેઓ તેને ના પાડશે. ત્યાં પેલી મૂર્તિ બોલી. 'ભલે તને પુત્ર થશે' યશોધરાના આનંદનો પાર નહોતો. પેલી મૂર્તિ તો વિમાન તરફ વળી અને ત્યાં જઈ ઊભી રહી. વળી યશોધરાને કહ્યું: 'જો તને પુત્ર તો થશે.' એમ કહી તેને ત્રણ આંગળીની નિશાની બતાવી. જાણે રેશનીંગ તેમને ત્યાં

પણ શરૂ થઈ ગયું હોય એમ વરદાન આપી, આમ ટૂંક સમયમાં ત્રણમાંથી કોઇને પણ ત્યાં આવવું પડશે, એવો મૂક સંદેશો સાથે સાથે આપી દીધો.

યશોધરા તો ભગવાનનું માણસ. એણે તો સંતોષ માન્યો. અને આંખ ઊઘડી ગઈ, એટલે હસવા લાગી તેણે મનમાં વિચાર્યું, આવાં સ્વપ્ન તે ખરાં પડતાં હશે ? વળી મને વાત પણ કરી અને કહ્યું: 'સ્વપ્ના સાચા પડે કે ન પડે, એની સાથે આપણને કયાં સંબંધ છે. સાચું પડશે તો સારૂં છે નહિ તો કંઈ નુકશાન તો નથી જ.'

ખરેખર, અમારી અજાયબી વચ્ચે આ સ્વપ્ન તો સાચું લાગ્યું. યશોધરાને શુભ દિન દેખાયો. ત્રણ માસ થયા અને તે સખત બિમાર પડી. ત્રણ ચાર ડીગ્રી તાવ સાથે કમરનો સખત દુખાવો શરૂ થયો. ઘણા દિવસ તાવ આવ્યો. અને આશા નિરાશામાં ફેરવાશે કે શું એમ લાગવા માંડયું. તેણે પરમાત્માને પૂછયું. 'પ્રભુ, તમે ત્રણ કહેતા હતા તે શું ત્રણ મહિના જ !'

એ પ્રશ્નના જવાબમાં આપણે સાચું ન માની શકીએ એવી રીતનો તેને ઉત્તર મળ્યો.

જાણે યશોધરાના મસ્તક પાસે શ્રીકૃષ્ણની મૂર્તિ આવી અને કહ્યું: 'તું શું કામ ચિંતા કરે છે ? હું એનું રક્ષણ કરૂં છું. તું ચિંતા નહિ કર. જો એનુ તો આવું વૃક્ષ થશે.' એમ કહી તેને અદ્‌ભુત વૃક્ષ દેખાડયું તેને સુંદર રંગ-બેરંગી પાંદડાંઓ હતાં. કોઈ જાતનો દિવ્ય પ્રકાશ તેના



યશોધરાની નિરાશામાં આશાનો દિપક પ્રગટાવતા
શ્રીકૃષ્ણ, તેને ચિંતામુક્ત રહેવા સૂચવે છે, અને
પોતેજ તેનું રક્ષણ કરશે અને એ બાળકનું
સંસારવૃક્ષ કેવું વિશાળ અને મનોરમ્ય
બનશે તેના દર્શન કરાવે છે.

પ્રેયસી : પાનું ૧૬૬

પર પડતો હતો. અંદર જાતજાતના સરસ ફળ દેખાતાં હતાં. તે જોઈ યશોધરાને ઘણો આનંદ થયો. તેની આંખ ઊઘડી ગઈ. પણ એ સ્વપ્ન સાચું પડશે એ તો માન્યું જ નહિ.

પણ જ્યાં શ્રીકૃષ્ણનું રક્ષણ હોય એનો કોઈ વાંકો વાળ પણ કરી શકતું નથી. એ રીતે દિવસ પર દિવસ જવા લાગ્યા. અને નિરાશાને સ્થાને આશાની કૂંળી કૂંપળો ઊગવા લાગી. યશોધરાને પૂરે દિવસે દેવનો દીધેલ દીકરો અવતર્યો. તે કમળ જેવો ખીલતો ગુલાબી અને આંખને ગમે એવો તે સુંદર હતો. એટલે તેનું નામ પંકજ પાડ્યું.

ઘરમાં આનંદ મંગળ વર્તાઈ રહ્યો. બાળકને જોતાં યશોધરાને પણ આનંદ થયો. પણ એ આનંદમાં પેલી દેવની નિશાની ભૂલી શકાતી નહોતી. એની યાદ તેને ઘણી વાર સાલ્યા કરતી. અને એ ચિંતાએ એને તાવ રહેવા લાગ્યો. એ ઘણીએ વાર પ્રભુને છાની પ્રાર્થના કરતી. "પ્રભુ! મારું આયુષ્ય આ બાળકને આપજો. મેં તો સંસારનું સુખ જોઈ લીધું છે. મને હવે જીવવાની ઇચ્છા પણ નથી.' અને આવી તો એની રોજની પ્રાર્થના હતી પણ એ પ્રાર્થના સાંભળવા પ્રભુને કાન નહોતા ત્રણમાંથી એકને જવાનું છે, એ તો ચોક્કસ–એમ મનમાં માની બેઠેલી યશોધરા પોતે જવા માટે તૈયાર હતી. પતિ કે એનું બાળક જાય તે તેને માટે અસહ્ય હતું. અને બાળકનું શ્રી-કૃષ્ણે રક્ષણ કરેલ, એટલે એને કંઇ થવાનું નથી, એવી આશા એણે બાંધી હતી. એ બાળક તો દેવનો દીધેલ હતો તેથી તેનું આકર્ષણ અજબ હતું. તે સૌ કોઈને મુગ્ધ

કરતો. ચંદ્રમા જેવો તેનો ગોર વર્ણ હતો. આંખમાં અજબ જાદું હતું. અવાજમાં મોરલીની માધુરી ભરી હતી. બુદ્ધિ બાળપણમાંથી જ વિશાળ દેખાતી, છ માસ થતાંમાં તો બોલવાનું શરૂ થયું. સંગીતના આલાપો શરૂ થયા. એક એક વર્ષમાં તો શ્લોકો અને પ્રાર્થનાઓ પણ શરૂ થયા. એની સત્યવાણીના પારખાં ઘરમાં બધાને દેખાયાં. ઘરમાં કે કુટુમ્બમાં કોઈ માંદુ પડે તો એ બાળકનો અમીભર્યો હાથ તેના પર ફરતો અને બીજે જ દિવસે તે માણસ સાજું થઇ જતું.

તે બાળકવૃંદને ભેળા કરતાં પોતાનાં બધાં રમકડાં તેને રમવા આપતો. અને પોતે એક બાજુ બેસી, તે આનંદી વાતાવરણનું નિરીક્ષણ કરી આનંદ માણતો, જાણે ઘરનો કોઈ દાદાજી હોય, એમ દરેકની સંભાળ રાખતો અને રમાડતો.

પોતાની સારી વસ્તુ બીજાને આપી રાજી થતો. કોઇ ગરીબની કે ભીખારીની બૂમ સાંભળતાં તેની પેટીમાં જેટલા પૈસા હોય એ બધા તેને આપી દેતો. અને કોઇ વાર પોતાની વસ્તુ કે કપડાં આપવામાં તે સંકોચ રાખતો નહિ. એ બાળ હૃદય જોતાં ખરેખર અવર્ણનીય આનંદ આવતો. મને ઘણીએ વાર થતું કે કૃષ્ણ ભગવાન પણ આવી જ લીલા કરતા હશે ને?

તેને માતા–પિતા પર અત્યંત વહાલ હતું. માતા–પિતાની દરેક વસ્તુનું તે બારીકપણે અવલોકન કરતો. અને બીજા પાસે એવી વસ્તુ હોય તો કજીયો કરીને પણ તે

વસ્તુ લઈ લેતો. અને એની માને જાણે ભારે બહાદુરી કરી હોય એવું મોઢું કરી આવતો. આવી નાની મોટી બાબતોથી તે પોતાનો મેળ દેખાડતો અને અને લીલા કરતો. માતા કરતાં પણ પિતા પર બહુ વહાલ હતું. તેના પિતાની ખુરશીનું તે બહુ રક્ષણ કરતો, ત્યાં કોઇને પણ બેસાડતો નહિ કદાચ ભૂલમાં કોઈ બેસી ગયું હોય તો કજીયો કરી તેને ઉઠાડતો ત્યારે તેને શાન્તિ મળતી.

બે વર્ષ તો બે દિવસની જેમ પસાર થઈ ગયા ત્રીજા વર્ષમાં બાળકે પ્રવેશ કર્યો. હવે યશોધરાનો ચિંતા વધારે વધવા લાગી. આમ ત્રણેક મહિના પસાર થયા. બાળક તો ચંદ્રમાની શીતળતા ઘરમાં વેરતો હતો, અને આનંદ કરતો હતો. યશોધરાને થયું કે મારે હવે જવા માટે તૈયાર રહેવું જોઇએ. તેણે પોતાની જવાની તૈયરી કરી. પોતાનો સારી વસ્તુઓ પોતાના હાથે દાન કરી દીધી. અને માયાથી વિરક્ત બની.

અચાનક યશોધરાને તાવ વધ્યો. અને નિમોનિયાએ દેખાવ દીધો. આઠેક દિવસ તાવ આવ્યો, ત્યાં સુધી આ બાળકને કોઇએ કહ્યું નહિ. પણ જ્યારે નિમોનિયાની શરૂઆત થઈ એટલે યશોધરાને આનંદ થયો. તેને લાગ્યું કે પરમાત્માએ મારી પ્રાર્થના સ્વીકારી અને હવે હું પતિ અને પુત્રના હાથમાં ભાગ્યશાળી થઈશ. તેણે પંકજને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું: 'જો હું મરી જવાની છું માટે તું ડાહ્યો થજે, અને મસ્તી તોફાન નહિ કરતો. શાન્ત રહેજે.'

આ સાંભળી પેલું બાળક તો વિચારમાં પડ્યું, તે માના પગ દાબવા બેસી ગયું. તેને પગે તેનો કોમળ હાથ ખૂબ ફેરવ્યો. અને કંઈ યાદ આવ્યું હોય તેમ અકદમ ઊઠ્યું, અને એની માને કહેવા લાગ્યું. 'જોને મને તાવ આવ્યો છે હું પંદર દિવસમાં મરી જવાનો છું. તું રડતી નહિ હો! શાન્તિ રાખજે, તને હવે સારૂં થઇ જશે. તાવ ઊતરી જશે, મને તાવ આવશે અને હું મરી જઈશ.'

માએ જાણ્યું કે મારૂં બોલેલું તે બોલે છે. એટલે તે મૂંગી રહી.

વળી બાળક બોલ્યું: 'જો ને મારો હાથ, જોને મને તાવ આવ્યો છે તને સારૂં થઈ જશે. હું પંદર દિવસમાં મરી જઇશ. તું શાન્તિ રાખજો, રડતો નહિ હો!'

તેની માએ કહ્યું: 'મરે તારા શત્રુઓ! તને કંઈ જ નહિ થાય. આવું ન બોલીએ.'

વળી બાળકે કહ્યું: 'શત્રુ નહિ મરે. હું મરી જઈશ. તમે શાન્તિ રાખજો હો! મારૂં આયુષ્ય હું તમને આપું છું. હું તમને મરવા નહિ દઉં.'

તેની માને તો આ શબ્દોથી ઘણો આઘાત થયો. તેણે માંડમાંડ મનને કાબૂમાં રાખ્યું અને બાળકને સમજાવ્યું કે તેને કંઇ જ થવાનું નથી. તેણે કહ્યું. 'તું બહાર જા, અને બાળકો સાથે રમ.' પણ બાળકે માન્યું નહિ. અને માના પડખામાં સૂતું અને બોલ્યું:

'જો હું આમ મરી જવાનો છું.' એમ કહી તે સીધું સૂતું અને આંખ મીંચી તેણે માને બતાવ્યું કે તે આમ મરી જશે.

તેની માએ કહ્યું 'હવે તું શાન્ત થા તો સારૂં.' માનું કાળજું કળીએ કળીએ કપાતું હતું. પણ તેની વેદના બાળકને કેમ જણાવી શકે. મહા મહેનતે તેણે હિંમત ધરી અને કહ્યું: 'લે, હું ભજન ગાઉં અને તું સૂઈ જા.' તેની માએ હાથ ફેરવવા માંડયો, અને બાળક સૂઇ ગયું માથો નિમોનિયાને લીધે પૂરો શ્વાસ પણ લઇ શકાતો નહોતો, ત્યાં પુત્રના આ શબ્દોએ તેનું હૈયું જોરથી ધડકવા લાગ્યું. તેને આખી રાત ઊંઘ ન આવી. પણ બીજે દિવસે તેનો તાવ ઊતરી ગયો અને નિમોનિયાની અસર કોઈ અજબ રીતે દૂર થયેલી દેખાઈ.

પંકજ બીજે દિવસે સાંજના ફરવા ગયો. અને રમતાં રમતાં એકદમ રડવા લાગ્યો. માંડ માંડ તેને ઘેર લાવ્યા. પણ એટલું બધું રડયો કે છાનો રહે જ નહિં. ઘરમાં પણ બધાને અજાયબી થઈ કે આ શું થયું. તે ઘણા કલાકો સુધી ભયંકર રીતે રડ્યો, આટલો રડતાં કોઈ દિવસ કોઈએ તેને જોયો નહોતો.

તેની માએ તેને ખૂબ સમજાવ્યો. અનેક સવાલ પૂછયા કે શું થાય છે તે કહે, પણ બાળક શું બોલી શકે? તેના અંતરની વ્યાધિ તે કહી ન શકયો. બાળક રડતાં રડતાં જ બેભાન થઈ ગયો, ઘરના બધા આ જોઈ ખૂબ રડવા લાગ્યા.

તેની સારવાર માટે અનેક ઉપાયો થયા. પણ બધા ઉપાયો નિષ્ફળ ગયા. બાળકને પાંચ ડીગ્રી તાવ ચઢી ગયો હતો. તે બેભાન થયો. પછી ભાનમાં આવ્યો જ નહિ. ચાર પાંચ દિવસ પછી તેને પણ નિમોનિયાએ દેખાવ દીધો અને બે દિવસમાં તો ડબલ નિમોનિયા પણ થઈ ગયો. બાળક આંખ ઉઘાડતું જ નહોતું. તેની માને તો તેના કહ્યા પ્રમાણે બીજે જ દિવસે તાવ ઊતરી ગયો હતો. જાણે તેનો બધો રોગ આ બાળકે લઈ લીધો હોય, એમ તે તો સાજી થઈ ગઈ.

યશોધરાને એ જીવન બહુ ભારરૂપ લાગ્યું. જીવવું તેને ઝેર જેવું લાગતું હતું, પણ જીવનદોરી કાપવી તેના હાથમાં નહોતી. રાત દિવસ તેની આંખમાંથી પાણી સુકાતા નહિ. એની પ્રાર્થના ચાલુ જ હતી. તેને તો ખાત્રી હતી કે જેનું શ્રીકૃષ્ણે રક્ષણ કરેલ છે તે મરે જ નહિ પણ પુત્રને માતાને મરવા નહોતી દેવી. એટલે એના પ્રેમ પાસે પરમાત્માને પણ નમવું પડયું.

ખરેખર પંદરમે દિવસે એ બાળક સ્વર્ગવાસી થયું. અને માતાને જગત માટે સ્વાર્પણનું શાસ્ત્ર શીખવતું ગયું. પોતે જેમ માતા માટે ભોગ આપ્યો, તેમ બીજાને સુખી કરવા માટે માતાના હૈયામાં મૂગી મંત્રણા મૂકતું ગયું. પ્રભુનું પંકજ એની ઈચ્છાએ જ પ્રભુના હૃદયકમળમાં સમાઈ ગયું."

નીલમે જોયું કે શોકથી દરેકના હૈયાં ભરાઈ ગયાં હતાં તેણે કહ્યું: "એવા દૈવી જીવોનાં દર્શન એ પણ સુભાગ્યની નિશાની છે હો." વિશેષ નીલમથી બોલી ન શકાયું. તેનું હૈયું રડી રહ્યું હતું. તે ધ્રૂસકે ધ્રૂસકે રડી.

"ખરેખર હૃદયમાં ગભરામણ થાય છે." રૂપા રડતાં રડતાં બોલી. "દેવતાઓ પણ મનુષ્ય વૃત્તિ પ્રમાણે લોભિયા શા માટે થતા હશે?" મેનાએ દેવતાઓની સંકુચિત વૃત્તિ પર પ્રહાર કર્યો

"યશોધરાએ તો પૃથ્વીપ્રલય જોઈ પ્રભુને જીવન સમર્પણ કર્યું હતું. ત્યાં દેવ વરદાન આપવા ક્યાં દોડી આવ્યા. અને આવું અઘરૂં વરદાન આપી, બિચારીની આખી જીંદગી ઝેર બનાવી દીધી." વીણા બોલી.

"એ દેવતાઓના ભેદ અતિ ગહન હોય છે. એમને જ્યારે ભક્તને પોતાના સાન્નિધ્યમાં લેવા હોય ત્યારે આવા વરદાન આપી, તેને પોતા તરફ ખેંચે છે પરમાત્મા કોઈનું અકલ્યાણ કરતો જ નથી. આમાં પણ એનું ઊંડું તાત્પર્ય હશે. આવા દુઃખથી તેની અંતર જ્યોત ઉઘાડવાની હશે. આવા વરદાનથી તેનું હૈયું કોમળ બનાવવું હશે આખી સૃષ્ટિ પરમાત્માની છે, તો એમાં મારાપણાનો સ્વાર્થ શા માટે જોઈએ? સર્વ પ્રભુના બાળકો છે. બધાને મારા કરી માનો એમાં જ પ્રભુની પ્રભુતા સમાય છે. એવું કંઇ દેખાડવું હશે. આવા દુઃખ તો હૃદયની વિશાળતા કેળવવા માટે જ ઉપસ્થિત કરવામાં આવે છે અને એ દ્રષ્ટિ એના ભક્તમાં આવે તો દુઃખ ક્યાં રહ્યું? એ દુઃખ એ જ પ્રભુકૃપા, અને પ્રભુના સાન્નિધ્યમાં જવાનો એ ટૂંકો રસ્તો છે." ભાનુપ્રસાદે દરેકને કંઈક સંતોષ આપવાના ઇરાદાએ આ શબ્દો ઉચ્ચાર્યા.

"આ તો સાત્ત્વિક ભાવનાવાળાઓના આત્મભોગ છે. નીલમ બહેન, ખરેખર તમે ભાગ્યશાળી કહેવાઓ, કે આવા

આત્માઓના સંસર્ગમાં તમને પણ પરમાત્માની દૈવી વિભૂતિનાં દર્શન થયાં. એક સવાબે વર્ષના બાળકને આટલી આગાહી થાય અને મહાન યોગીની જેમ ભવિષ્ય ભાખી શકે, અને માતા પરના પ્રેમને લીધે પોતાનું જીવન અર્પે એ તો ખરેખર આશ્ચર્યકારક વાત છે. મારી જીંદગીમાં આવો બનાવ હું પહેલો જ સાંભળું છું.” દિનેશે કહ્યું.

“પરમાત્માના રાજ્યમાં આપણી કલ્પનામાં ન આવે એવા બનાવો બન્યા જ કરે છે. નીલમ બહેને દૈવી પ્રેમની વાત કરી તો હું તમને તામસી પ્રેમની વાત કહું. એમની વાત સાંભળી મને પણ એક વાત યાદ આવે છે. જે કોઈના માનવામાં ન આવે એવી છે. જો કે મારી વાત સાંભળી તમને કોઈને આનંદ થાય એમ નથી. છતાં પણ આ બધા જાહેર કાર્યકર બહેનો છે એટલે જગતમાં કેવી કેવી જાતના માનવો થાય છે અને કોઈ કોઈ ભણેલી સ્ત્રીઓ પણ કેટલી ભયંકર ભૂલ કરે છે. એ જણાવવું જોઈએ. આથી તમને સ્ત્રીઓની મૂર્ખાઈનો ને મનુષ્ય સ્વભાવનો ખ્યાલ આવશે કે જગતમાં કેવા કેવા માણસો વસે છે ? અમારે સોલીસીટરોને બહુ રંગી દુનિયા જોવાની મળે. અનેક જાતની તાજુબી ભરેલી ઘણીએ વાર હૃદય ભાંગી નાખે અને નવાઈ પમાડે એવી જાતજાતની વાતો જાણવાનો પ્રસંગ આવે. તેમાં એક કેસ મેં સાંભળ્યો, અને મને થયું કે એવો બનાવ કેમ બનવા પામ્યો હશે ! તે કલ્પી શકવું પણ મુશ્કેલ બને છે. એક સ્ત્રી બીજી સ્ત્રીને ચાહે છે; અને તેને માટે બે ઘરની અને બે પુરુષોની સર્વનાશી થાય છે. આ એક ભાવિની પ્રબળ શક્તિ સિવાય બની ન શકે એવી વાત છે.

૨૪

## ભાવિના પરિભ્રમણમાં

**ભા**વીના ભેદની અકળ કળા અહીં દેખાય છે. અને તેને નિવારવા કોઈ સમર્થ નથી એવું અહીં લાગે છે. એક વખત મારા પરમ મિત્રને ત્યાં તેના પુત્રના લગ્ન પ્રસંગે જામકંડોરણા જવાનું થયું. ગામડું ગામ એટલે કંઈ પણ નવી બીના બને કે આખા ગામમાં વાત પવનવેગે ફેલાઇ જાય. મારા મિત્રને ત્યાં લગ્નનું કાર્ય પૂર્ણ થયું. અને અને બીજે દિવસે એક એવી બીના બની કે આખા ગામમાં હાહાકાર થઈ રહ્યો. અને તેને લીધે મારે પણ બે ત્રણ દિવસ રોકાઈ જવું પડયું. આ એક છોકરીઓની સ્કૂલ ચલાવતી હેડમિસ્ટ્રેસની વાત છે. આમાં આપણને ભાવિના પરિભ્રમણના વેગ સિવાય બીજું કંઇ દેખાતું નથી. આ હેડમિસ્ટ્રેસનું નામ લાભુબાઇ કે એવું કાંઇક હતું. તેના હાથ નીચે સ્કૂલમાં કામ કરતી એક બહેનનું નામ કાશી

બહેન હતું. તેના વરનું નામ વાસુદેવ હતું. અને વાસુદેવના મિત્રનું નામ મેરૂભા હતું. સ્કૂલમાં બીજી સ્ત્રીઓ પણ કામ કરતી હતી. લાભુબાઈ કામમાં ચીવટવાળી અને બુદ્ધિશાળી હતી. તેનામાં એકેય ખરાબ અપલક્ષણ કોઇએ જોયું નહોતું. તે ગૃહસ્થ કુટુમ્બમાં તેમની વહુ દીકરીઓને ભણાવવા જતી. અને ગામમાં તેણે સારા વર્તનની છાપ પાડેલી હતી. લાભુબહેનને કાશીબહેન પર અનહદ પ્રેમ. કાશીબહેન પણ તેની ઉપર પ્રેમ રાખતી અને એક નાની બહેન તરીકે તેના ઘરનું કામ દિલ દઇને કરી આપતી. અને લાભુબાઇની સેવા શુશ્રુષા સારી કરતી. એટલે લાભુબાઈને તે દૂર જાય તે બિલકુલ ગમતું નહિ. લાભુબાઇને કાશી વગર એક દિવસ પણ ચાલતું નહિ. કારણ કે તેને કામ કરવું ગમતું નહિ. એટલે કાશી પર ખૂબ પ્રેમ દેખાડી તે પોતાનું કામ કરાવી લેતી. અને એને સતત્ ઈચ્છા રહ્યા કરતી કે કાશી ચોવીસે કલાક તેની પાસે રહે. કાશી પણ ભોળી, ભલી અને નરમ સ્વભાવની હતી. તે લાભુની યુક્તિ સમજતી પણ તેના હાથ નીચે કામ કરવાનું રહ્યું એટલે તેને સહન કર્યા વગર છૂટકો નહોતો.

એક દિવસ કાશીને ત્યાં મહેમાન આવવાનો હતો. તેના વરે કહ્યું ' આજે લાભુને ત્યાં ન જતી. ને વહેલો રસોઈ તૈયાર રાખજે ' કાશીના દુઃખની શરૂઆત ત્યારથી શરૂ થઈ. બીજે દિવસે તે સ્કૂલમાં ગઈ. પણ લાભુબાઈનો ચહેરો ચઢેલો જોઈ તે કંઈ બોલી નહિ. સ્કૂલ છૂટી અને કાશીએ ઘેર જવા માટે લાભુની રજા લીધી. લાભુએ તો જેમ હરણ ઉપર સિંહ તરાપ મારે તેમ તરાપ મારી. લાભુબાઈ કહે. ' જો મારૂં

કામ કર્યા વગર ઘેર ગઈ છે તો તારા વરનો કાંટો મારા વચમાંથી કાઢી નાંખીશ. માટે મારૂં કામ કરી પછી જ તારે ઘેર જજે. જોને કાશી મને તો તારા વગર જરાયે ગમતું નથી. રાતના જાય છે તે પણ મને ગમતું નથી!"

"પણ મારે ઘેર તો જવું જોઇએ ને? મારા વર તમને કાંટા જેવા લાગતા હોય તો હવે હું તમારે ત્યાં નહીં આવું. મારા વર મને પહેલા, પછી તમે." કાશી કચવાતે મને બોલી.

"તારા વગર તો હું વિહ્વળ બની જાઉં છું. તું તો ચોવીસ કલાક મારી પાસે રહે તો કેવું સારૂં! મને તારી પર અજબ પ્રેમ છે કાશી!" લાભુ હસતાં હસતાં બોલી.

"હવે ગરીબ માણસને આવું આવું બોલી છેતરો મા. હું તો તમારી જ છું ને? પણ મારા વરની ઇર્ષા કરો છો ત્યારે જ મને ન ગમે" આમ બોલતાં તે લાભુને ત્યાં ગઈ અને ઘરનું બધું કામ કરી લીધું. "લ્યો, હવે મને મોડું થાય છે. આજે તો હું જાઉં છું." કાશી જતાં જતાં બોલી. ત્યાર બાદ આવી જાતની બોલાચાલી તો થોડે થોડે વખતે થયા કરતી.

આમ લગભગ બે ત્રણ વર્ષ પસાર થયા. લાભુબાઇનો મોહ તો કાશી પર દિન પ્રતિદિન વધતો ચાલ્યો. કાશી તેની દરકાર ન કરે તો પણ કાશીને વિનવી મનાવી તે તેની પાસે ને પાસે વધારે રાખવા માંડી. કાશી ઘણીએ વાર કંટાળી જતી પણ લાભુબાઇ તો મંકોડાની જેમ ચોંટયાં

તે ઊખડે જ નહિ. એક દિવસ કાશીના વરને તાવ આવ્યો એટલે કાશીએ કહ્યું. " આજે મારા વરને તાવ આવ્યો છે, એટલે આજે વહેલી જઈશ. "

" મને એવું થાય છે કે તારા વરને પૂરો કરૂં, એટલે તારે ઘેર જવાનું રહે જ નહિ. " લાભુ અતિ પ્રેમના આવેશમાં બોલી.

" તમે ઘડી ઘડી આમ બોલો છો તે મારાથી સહન નથી થતું. આ તમારા શબ્દો તો મને બાણ જેવા ખૂંચે છે. મારે તમારી નોકરી નથી જોઈતી. હું તો જાઉં છું. અને હવે પાછી આવીશ પણ નહિ " કાશી ખરેખર ગુસ્સે થઈ.

" નહિ, નહિ, નહિ, કાશી, તું મારૂં હૃદય ચીરીને જો. તારી પ્રેમમય મૂર્તિ ત્યાં બિરાજી રહી છે. પણ તારો વર જ આપણી વચ્ચે એક ભયંકર દીવાલ રૂપે ઊભો છે તે આપણને ભેળા રહેવા નથી દેતો " એમ કહી લાભુ ખડખડાટ હસવા લાગી.

" ઈશ્વરને ખાતર તમે હવે મારો કેડો મૂકો. હું તો મારા વરને જ ચાહું છું. તમને નહીં. ચાલો રામ, રામ, હવે કાલે નહિ આવી શકાય. આ તમારૂં હસવું તો મારૂં હૃદય ધ્રુજાવી નાંખે છે. " કાશી વધારે બોલી ન શકી.

" કોણ જાણે મને શું થયું છે તે સમજાતું નથી. મારા મનને વાળું છું તો પણ વળતું નથી. તારા વગર તો મારી દિશાઓ અંધકારમય લાગે છે. કાશી ! " નિરાશ

વહને લાભુએ તેની વેદના જણાવી અને તેને મનાવો લેવાનો પ્રયત્ન કર્યો.

"તો હવે અંધારામાં અથડાજો. મારો વર મારી વાટ જોતો હશે. લ્યો આવજો" કાશો વધારે કંઈ બોલ્યા વગર દોડી ગઈ. તે તેના વર પાસે જઈ ખૂબ રડી અને બધી વાત કરી કહ્યું. "મારે હવે અહીં નથી રહેવું. મને બહુ જ ભય લાગે છે. રખે લાભુ તમારો જીવ લ્યે!"

વાસુદેવ કહે: "એ તો તારા પર બહુ પ્રેમ છે એટલે બોલે. તું ચિડાય છે એટલે તને વધારે ચિડવે છે. બાકી તો મને મારવાનું તેને શું પ્રયોજન હોય તે સમજાતું નથી. તને તો એક જીગરજાન યાર મળ્યો ને શું?" વાદેસુવ ખડખડાટ હસવા લાગ્યો.

"હું તેને કહી આવી છું કે કાલથી હું નોકરી ઉપર નહીં આવું. ચાલો આપણે બીજે ગામ જઈએ. જેને કામ કરવું છે તેને શું? કામ તો કોઈ પણ જગ્યાએ મળશે" કાશીએ આંતરવેદના સાથે પોતાની હિંમત દર્શાવી.

વાસુદેવે કહ્યું "હવે ઘેલી થા મા ઘેલી! એના પ્રેમને તું સમજતી હોય એમ લાગતું નથી. મારનાર હોય તે મોઢેથી બોલે નહિ. ઘણાએ માણુસોને વાત કરતાં હલકી ગાળો દેવાની ટેવ હોય છે. તેમ લાભુભાઈને પણ આવી જાતની બોલવાની ટેવ હશે. છતાં પણ હું કાલે તારી સાથે આવીશ. અને આવા શબ્દો બોલવા માટે ઠપકો આપીશ."

બીજે દિવસે તો વાસુદેવ લાભુ પાસે જઈ ન શક્યો.

પણ ચાર દિવસ પછી ગયો. અને લાભુને આવા હલકા શબ્દો બોલવા માટે નરમાશથી ઠપકો આપ્યો. થઈ રહ્યું ! હવે તો વાસુદેવના બાર જ વાગી ગયા. મૂકપણે લાભુના ગુસ્સાએ પ્રચંડ વેગથી કંઈક નિશ્ચય કર્યો એ વાસુદેવને ખબર ન પડી. એણે તો કાશીને સમજાવી લાભુને સોંપી.

" કાશી, તેં તો ચાર યુગ વીતાવ્યા ને શું ? હવે તો વાસુદેવનું સાલ જલદી કાઢવું પડશે. " એમ કહી તે ખડખડાટ હસવા લાગી.

કાશી કહે " તમે તો મારા પૂર્વજન્મના પરમમિત્ર લાગો છો. અને વાસુદેવ મને તમારી પાસેથી ઝૂંટવી ગયો હશે. એટલે આ વખતે તમે એનું વેર લેવા આવ્યા છો. કેમ ખરૂંને ? " કાશી થડકતા હૈયે બોલી કારણ કે હવે તેની ફરિયાદ કોઈ સાંભળે એમ નહોતું. વાસુદેવ સમજતો હતો કે લાભુનો ખરો પ્રેમ કાશી પર છે. અને લાભુ સ્ત્રી હોવાથી તેને બીજો કોઈ ભય નહોતો.

" હા હવે સમજી તેં સાચું કહ્યું. તો મારા શત્રુને દૂર કરવા તું પણ મારી સાથે રહેજે હો. " લાભુએ કાશી સામે જોયું.

" તમે મને ચાહતા હો તો મારૂં કાળજું ફફડે એવું શા માટે બોલો છો ? " કાશી વળી ગુસ્સે થઈ.

લાભુ કહે " લે હવે હું નહિ બોલું બસ ! ગાજ્યા મેહ વરસે નહિ ને ભસ્યા કૂતરા કરડે નહિ. તું પણ મારી જેવી ભોળી જ છે ને શું ? " લાભુએ પ્રેમભરી આંખે કાશીની

સામે જોયું. કાશીને તો લાભુ કાળ જેવી લાગતી હતી. એટલે એના મીઠા શબ્દો પણ એને ઝેર જેવા લાગતા હતા. પણ ચાકરીની કસોટી તો જાણતું હોય તે જાણે. બિચારી કાશીની દશા ત્રિશંકુ જેવી હતી.

આ સમયમાં ત્યાં ચાતુર્માસ ચાલતો હતો. અને મહાભારતની કથા કહેવા કથાકારો આવ્યા હતા. મોડા ચોકમાં દરરોજ રાતના કથા થાય આખું ગામ કથા સાંભળવા આવે. લાભુ પણ કથા સાંભળવા જતી. તેને શ્રીકૃષ્ણની કથા બહુ ગમતી. અને પ્રેક્ષક વર્ગમાં બધાને કહેતી કે મને કૃષ્ણ બહુ ગમે છે. શત્રુ સામે આવે કે તરત જ નિકાલ. કથાના સારનો લોકો કેવો સદુપયોગ અને દુરૂપયોગ કરે છે તે આ ઉપરથી દેખાઈ આવે છે. જેવું પાત્ર હોય તેવો જ તે બોધ લઈ શકે છે.

લાભુએ તો કથા સાંભળી, સાંભળીને વાસુદેવનું વેર વાળવા નક્કી કર્યું. તેણે કાવત્રાની શરૂઆત કરી. વાસુદેવનો ખાસ અંગત મિત્ર મેરૂભા હતો. તે મેરૂભાને હંમેશાં ઘેર બોલાવે. ચહા પાય. ખાવાનું આપે. બે ચાર રૂપિયા આપે. અને એમ કરતાં કરતાં મેરૂભાને પોતાના પંજામાં લીધો ને વાસુદેવને કેમ મારવો તેની રીત બતાવી. તેને પચીસ રૂપિયા આપવાનું કહ્યું. અને આ વાત બહાર નહિ પડે તો ત્રણે જણા સાથે રહીશું એવી લાલચ બતાવી. મેરૂભા ઊઠયો અને મિત્રને ત્યાં ગયો. તેણે વાસુદેવને કહ્યું કે; "મારે હારમોનિયમ લેવું છે. તો મારી સાથે પડધરી ચાલ

આપણે વહેલી સવારે નીકળી જઈએ. અને બીજે દિવસે તો પાછા આવી જઇશું ”

મેરૂભા તો વાસુદેવનો જીગરજાન મિત્ર. તેને એવી શંકા આવે જ કેમ, કે, તે તેને મારવા લઈ જાય છે! ઘણી વાર એ બંને મિત્રો પડધરી જતા એટલે શંકાનું કારણ નહોતું. મેરૂભાએ કહ્યું “આજ તો પડધરી ચાલીને જઇશું. વચમાં મોટું ભયાનક રણ આવે છે. પણ આપણે બંને છીએ એટલે ભય જેવું નથી.” બંને મિત્રો ગયા.

લાભુબાઈ તો રોજ કાશીને કહેતી કે તારા વરનું હું કાટલું કઢાવીશ. અને આપણે ચોવીસ કલાક સાથે રહેવાની મઝા પડશે. હવે કાશીને એ શબ્દો મશ્કરીરૂપે લાગતા હતા, કારણ કે વાસુદેવ માનતો નહોતો. અને બીજે ગામ લઈ નહોતો જતો. હવે કાશીને એ શબ્દો સાંભળતાં ધ્રાસકો નહોતો પડતો. એ હવે એ શબ્દો સાંભળવા માટે મહા પ્રયત્ન પછી ટેવાઇ ગઇ હતી. છતાં ઘણીએ વાર તેને અનહદ અણગમો થઇ આવતો. આજે વાસુદેવ એના મિત્ર સાથે સવારથી બહાર ગયો હતો. તેથી તે લાભુબાઇને ત્યાં ગઇ અને લાભુબાઇ બોલ્યાં. “કેમ આજે મારી શૂળો દૂર થઇને? એટકે તું કેવી વહેલી આવી.” કાશી કહે. તમે પૂર્વજન્મનાં મારા ધણીના વેરી લાગો છો એટલે તમે વાસુદેવ ઉપર આટલો બધો ખાર રાખો છો. અને રોજ બોલવામાં તેનું કાટલું કાઢો છો.” આમ કહી બંને જણા ખૂબ હસ્યા.

“તારી વાત તદ્દન સાચી હોય એમ લાગે છે. તને જોઉં છું ને મને કોણ જાણે શું થાય છે કે વાસુદેવ પર

વેર લેવાનો જુવાળ ચડી આવે છે. એ મારી કાશી રે!" એમ કહી તે એને ખૂબ ભેટી. અને બોલી. "લે આજે તો લાપસી કર. આપણે બંને સાથે બેસીને જમીએ આજે મારૂં કંટક વચમાં નથી એટલે નિરાંત છે. અને રવિવાર છે એટલે સ્કૂલ બંધ પણ છે. એટલે કંઈ કામ પણ નથી, આજે તો મારો આનંદ કયાંય માતો નથી. કાશી તને જોઈ મારૂં હૈયું હેલે ચડતું હશે!" લાભુ આનંદથી બોલી.

"તમારી પૂર્વજન્મની પ્રીત છે તેથી જ." કાશીએ જવાબ આપ્યો. "ચાલ આપણે કૂદડી ફરીએ અને રાધા કૃષ્ણનો રાસ ખેલીએ. આજે તો પરમ આનંદનો દિવસ છે!" લાભુ આજ ખૂબ ખીલી હતી.

લાભુએ કાશીના બંને હાથ પોતાના હાથમાં લીધા, અને ખૂબ કૂદડી ફરવા માંડી. પછી રાધા કૃષ્ણની જેમ એક રૂપ બની બનીને અરીસામાં જોઈ રહ્યા કે તેઓનો પોઝ કેવો લાગે છે? બરાબર છે કે નહિ, એવી રીતે આનંદ મંગળમાં આખો દિવસ પસાર થયો. રાત પડી. વાસુદેવ આજ આવવાનો નહોતો. એટલે લાભુએ કહ્યું: "તું અહીં જ સૂઈ રહેજે. આપણે આખી રાત વાતો કરશું. અને આનંદ કરશું." કાશીને જરા બેચેની લાગવા માડી. પણ ઘરે એકલી રહે તેના કરતાં લાભુ પાસે રહેવું ઠીક એમ ધારી તે ત્યાં રહી.

બીજે દિવસે સવારમાં એ ઘેર જવા તૈયાર થઈ ત્યારે લાભુએ કહ્યું. "કે હવે તું અહીં જ રહી જાને! તું રસોઈ

કર, હું જમીશ. આપણે બંને તો પૂર્વના અતિ નિકટના મિત્રો છીએ. તો હવે તારે ઘેર જવાનું યે શું કામ છે? મારા શત્રુને હવે કાઢી મૂક. હવે તો તારે અહીં જ રહેવાનું છે."

"ના, ના. એવું ન બોલો, હું ઘેર જઈ આવું ઘર સાફસુફ કરીશ. પાણી ભરીશ અને એમને માટે રસોઈ તૈયાર રાખીશ!" કાશીએ ઘેર જવા આગ્રહ કર્યો.

"મારા સમ કાશી, આજ તો તું અહીં જ રસોઈ કર. આપણે સાથે જ જમીશું. આજ તો તને નહીં જવા દઉં. આજ તો વાસુદેવ આવશે જ નહિ ને? પડધરીમાં તેના ઘણાં મિત્રો એટલે ત્રણ ચાર દિવસ વગર તેને કોઈ આવવા ન દે તો!" લાભુએ પણ સાચો આગ્રહ કર્યો.

એ તો મેરૂભાઇ સાથે હારમોનિયમ લેવા ગયા છે. અને તુરત પાછા ફરશે એમ કહ્યું છે. સાંજ સુધીમાં તો આવી જશે એમ કહી ગયા છે." કાશી ઘેર જવા માટે ઉતાવળી થઈ રહી હતી.

લાભુએ કહ્યું: "તો ભલે સાંજના જજે. અત્યારે તો અહીં જ રસોઈ કર." ઉકળતા મને કાશીએ રસોઈ કરી. અને ભગવાનને પ્રાર્થના કરી. "હે ભગવાન! મારા વરને સુબુદ્ધિ દે કે અમે બીજે ગામ જઇએ અને હું આ બલામાંથી છૂટું. મને આની પાસે હવે જાણે ઉકળાટ થાય છે, જીવ ઊંચો રહે છે, અને શું થશે તેનો ભય હંમેશાં લાગ્યા કરે છે. એના શબ્દો સાચા તો નહીં હોય!" વળી માંડ માંડ મનને વાળ્યું. "ના, ના, કોઈ પણ આમ મોઢે મોઢે તો

આવું ન બોલે." વળી મનમાં વિચાર્યું. "પણ આવી રમુજ શા માટે? આવી તે ક્યાંઈ મશ્કરી હોય! મને તો આવા શબ્દો સાંભળવા ગમતા નથી. પણ આ વરજી ન સમજે એટલે લાચારો. મારા હયામાં ભાલા ભોંકાય એવા શબ્દો સાંભળવા પડે છે. તે એક નોકરીને કારણે જ ને?" વળી કાશીના હૈયામાં હાય પેઠી. રસોઈ તયાર થઇ. લાભુ તો આનંદથી જમી. પણ કાશીને ગળે કોળિયો પણ ઊતર્યો નહિ. તે તો ખૂબ રડવા લાગી.

"આજે તો માંડ આપણને સાથે રહેવાનું મળ્યું છે ને તારો જીવ કેમ ગભરાય છે?" મને તો આજે જાણે બત્રીસે કોઠામાં દીવા બળતા હોય એવો પ્રકાશ લાગે છે. અને તારા મોઢા પર તો જાણે શાહી ઢોળાઈ ગઇ હોય એમ લાગે છે? તું રડ મા, તને મારા સમ." લાભુએ કાશીને સમજાવવા પ્રયત્ન કર્યો.

કાશીએ કહ્યું: "હું તો ઘેર જાઉં છું આજે મારે ગળે કોળિયો પણ ઊતરતો નથી, ને મને અંધારા આવે છે. મારૂં માથું ફરે છે. હું તમને પગે લાગું છું મને ઘેર જવા દો. ત્યાં થોડી વાર સૂઇશ તો આરામ થશે."

"લે ત્યારે વાસણ પાણી કરી પછી ઘેરે જજે." લાભુ દયા દર્શાવતાં બોલી.

કાશીએ તો એના કહેવાને માન આપી બધું કામ કરી આપ્યું. પણ તે દિવસે તો એના ઘરનું પાણી પણ પીધું નહિ. તે ઘરે જતી હતી ત્યાં તેને છેટેથી મેરૂભા

આવતો દેખાયો. તેને થયું, વાસુદેવ પણ ઘેર આવી ગયો હશે. તેને મેરૂભાને પૂછવાનું મન થયું કે વાસુદેવ આવ્યા છે? પણ વળી મનને પાછું વાળ્યું. એ તો ઘેર આવ્યા જ હશે. બંને સાથે ગયા છે તો મેરૂભા એકલા કેમ આવે? તેણે મેરૂભાને લાભુના ઘરમાં દાખલ થતાં જોયો. અને વાસુદેવ ચોક્કસ આવ્યો હશે. એ વિચારે તે ઉતાવળે ઉતાવળે ઘેરે ગઈ, તો ઘેરે તાળું હતું. તેને ફાળ પડી કે "કેમ નહીં આવ્યા હોય? શું ગામમાં કોઈને મળવા ગયા હશે? ચાવી તો બે છે. એટલે ઘર તો ઉઘાડી શકે એમ છે. ક્યાંય બહાર ગયા હશે, એટલે હમણાં આવશે. ત્યાં હું બધું કામ પતાવી દઉં." તેણે તો ઘરનું કામ ઝડપભેર કરવા માંડ્યું. રસોઈ ચડાવી. રસોઇ તૈયાર થઇ, અને ઘણો સમય થયો તો પણ વાસુદેવ આવ્યો નહીં. ત્યારે પાડોશીને ત્યાં ગઈ.

પડોશણે પૂછ્યું: "કેમ વાસુદેવ આવ્યા નથી? મેરૂભા તો રાતના બાર વાગે આવ્યા હતા. અમે તેને ઘરનું બાર ઠોકતાં સાંભળી અમારૂં બાર ઉઘાડી જોયું તો તે ધ્રૂજતો હતો. એને પૂછ્યું: 'આમ કેમ?' તો જવાબ આપ્યો કે 'મને ટાઢ બહુ ચડી છે ને પેટમાં ખૂબ દુઃખે છે. એટલે વાસુદેવને પડધરી મોકલી હું એકલો ચાલી આવ્યો રસ્તામાં ચાલી નહોતો શકતો એટલે સૂઈ ગયો. અત્યારે ઘેર માંડ માંડ આવી શક્યો. તે પ્રભુનો પાડ.' કાશીએ કહ્યું: "અત્યારે મેં તેને લાભુબાઇને ત્યાં જતો જોયો. તેણે મને પણ જોઈ તો હશે જ. મેં જાણ્યું કે એ ઘેર આવ્યા હશે એટલે પૂછવાનું શું કામ છે? એમ ધારી મેં કંઈ પૂછ્યું નહિ.

હવે જાઉં અને મેરૂભાને પૂછું." તે તો ઊઠી અને મેરૂભાને ઘેર ગઈ. મેરૂભા ખાટલામાં સૂતો હતો. તેની વહુ પગ દાબતી હતી. તે કાશીને જોઈ ઊઠી ગઈ.

કાશીએ પૂછ્યું: "કેમ મેરૂભાઈ તમારા ભાઇ ક્યાં છે?"

મેરૂભાએ કહ્યું: "એને મેં ધોરાજી મોકલ્યા છે—હારમોનિયમ લેવાં. મને પેટમાં બહુ દુ:ખવા આવ્યું અને ખૂબ ટાઢ ચડી એટલે ચાલી શકાય તેમ નહોતું. તેથી તેને કહ્યું કે હવે બહાર નીકળ્યા છીએ, તો તું એકલો જઈ હારમોનિયમ લઈ આવ. તે હવે આવતો જ હશે. તમે ચિંતા કરો મા. કદાચ ધોરાજી બે ચાર દિવસ રોકાઈ પણ જાય. કારણ કે તેના મિત્રો ત્યાં ઘણા છે. મેં એને વીસ રૂપિયા આપ્યા છે. એટલે મારૂં કામ કરીને જ તે આવશે." કાશી તો ભોળી. એણે સાચું માન્યું. તે ઘેરે ગઇ. પણ તેને તે દિવસ કંઈ પણ ન ખાધું. તે લાભુને ત્યાં ગઈ જ નહિ. કોઈ જાણે કેમ તેના પગ ઊપડતા નહોતા. તેને તાવ આવે છે એમ સ્કૂલમાં પણ કહેવડાવી દીધું. અને રાત દિવસ ઊનાં આંસુએ સ્નાન કરવા લાગી.

ત્રીજે દિવસે ફોજદારને કોઇએ કહ્યું કે ધોરાજીને રસ્તે રણમાં કોઇનું ખુન થયું છે તો તપાસ કરાવો. હું ત્યાંથી પસાર થયો. ત્યાં કાગડાઓ કા, કા, કરતાં હતાં. અને તેને ટોંચતા હતા. મેં પાસે જઇ જોયું તો મને ચીતરી ચડી અને દોડતો અહીં આવ્યો. આ ખબર ત્યાંના મેજીસ્ટ્રેટને કહેવડાવી અને થોડા સિપાઇઓ, જમાદાર અને બીજા માણસો સાથે બધા ત્યાં ગયા. મુડદાનું મોઢું ઓળખાય એમ નહોતું.

છતાં મુડદાને ગામમાં લાવ્યા અને થાળી પીટાવી કે જેનું માણસ ગુમ થયું હોય તે આવો અને મુડદાને જોઈ ઓળખાણ પડે તો નામ જણાવો.

આ ઢંઢેરો સાંભળી કાશીના હાથ પગ તો પાણી પાણી થવા લાગ્યા. તેની છાતી જાણે બેસી જતી હોય એમ લાગ્યું. વાસુદેવને ગયા ત્રણ દિવસ થયા હતા છતાં આવ્યો નહોતો. તેણે પ્રભુપ્રાર્થના કરી કે "હે ભગવાન, એમને હેમખેમ ઘેરે પહોંચાડજો." ત્યાં કેશરબાઇ–તેની પાડોશણ આવી, અને કાશીને કહ્યું: 'કોઈનું ખૂન થયું છે અને મડદું પાદરે બધાને જોવા માટે રાખ્યું છે. અમે જઇએ છીએ. ચાલ, તું આવે છે?' (કાશીને ઘરમાં ગમતું નહોતું) તેણે કહ્યું: "ચાલો."

મુડદા પરના કપડા લોહીલુહાણ થયેલ હતાં. છતાં ક્યાંક ક્યાંકથી ધોતિયાની કોર કાશીને વાસુદેવે પહેરેલા ધોતિયા જેવી લાગી. પણ એક જાતના કપડા તો ઘણાંનાં હોય! એમ માની તે કંઈ બોલી નહિ. મોઢું ઓળખી શકાય તેમ નહોતું કારણ કે કાગડા અને ગીધ તેને ખાઈ ગયા હતા. હાથપગ વાસુદેવ જેવા જ હતા. તેનાથી મહા-પ્રયત્ને બોલી જવાયું: "વાસુદેવ ત્રણ દિવસ થયા ધોરાજી ગયા છે. પણ આવ્યા નથી. તેનું તો મુડદું નહિ હોય!"

ફોજદાર કાશી પાસે આવ્યા. અને કહ્યું કે તમને કંઇ શંકા પડતી હોય તો પાસે આવી બરાબર તપાસી લ્યો. કાશીએ હાથપગ તપાસવા માંડયાં. તે વાસુદેવ જેવા જ લાગ્યા કાશીએ કહ્યું: 'હાથ પગ વાસુદેવ જેવા છે. પણ મોઢુ

ન ઓળખાય એટલે હું ખાત્રીથી કહી શકતી નથી. તમે ધોરાજી માણસ મોકલો. તેના દોસ્તારને ત્યાં જઇ તપાસ કરી આવે કે તે કયારે આવ્યા હતા ને કયારે ગયા."

બે સ્વારો દોડયા અને કાશીએ જેટલા નામ કહ્યા હતા તે બધાને ત્યાં તેઓએ તપાસ કરી. બધાએ કહ્યું કે વાસુદેવ અહીં આવ્યો જ નથી. અને આવ્યો હોય તો અમે જોયો નથી. પોલીસ તપાસ કરી પાછી ફરી. અને ત્યાંનો હેવાલ આપ્યો. હવે રહ્યો મેરૂભા. મેરૂભાએ આવી આ મડદું જોયું કે તેના રામ રમી ગયા. તે ઊભો થઇ શકતો નહોતો. પણ જ્યાં પોલીસના પંજા પડે ત્યાં તેનું કેમ ચાલે ? એણે ઉપજાવી કાઢેલી એકની એક વાત કહી કે 'અમે બન્ને જતા હતા. પણ મને ટાઢ ચડી અને પેટમાં દુ:ખવા આવ્યું. એટલે હું પાછો ફર્યો. અને તે મારાથી છૂટો પડયો. ત્યાં રણમાં તેને કોઈએ મારી નાંખ્યો હોય તો કેમ ખબર પડે ? તેને મેં વીસ રૂપિયા હારમોનિયમ લેવા આપ્યા હતા કદાચ કોઇ લૂંટારા મળી ગયા હોય અને તેનું ખૂન કરી રૂપિયા લઈ લીધા હોય તો કહેવાય નહિ. બાકી અમે બન્ને સાથે ગયા હતા એ વાત ખરી.'

કાશીથી રહેવાયું નહિ. તેણે લાભુભાઇની બધી વાત ફોજદારને જણાવી. એટલે લાભુને પણ પકડી બન્નેને નજર-કેદ રાખ્યા અને મીઠાના કોરડાના ખૂબ માર માર્યા. મેરૂની વહુને બોલાવી. એ તો એવી ગભરાઇ ગઈ કે મેરૂના લોહી-વાળા કપડા અને ચાકુ પોલીસને સ્વાધીન કરી દીધા. પછી લાભુએ ને મેરૂભાએ કબૂલ કર્યું કે લાભુના કાશી પરના

અતિ પ્રેમને લીધે, કાશીને પોતાની પાસે રાખવા માટે જ આ તાગડો રચ્યો હતો. અને વાસુદેવને કોઇ લૂંટારાઓએ લૂંટી લીધો છે એવું બહાર આવશે અને તેઓ બધા એ રીતે સુખી થશે એ વિચારે આ કામ કરેલ છે. અને ખૂબ સુખ ભોગવવાના ઈરાદાથી વાસુદેવનું કાટલું કાઢયું છે. લાભુએ ને મેરૂભાએ પોતાનો ગુન્હો અંતે કબૂલ કર્યો કેસ ચાલ્યો. અને મેરૂભાની જુબાની લેવાણી. તેમાં તેણે કહ્યું કે "વાસુદેવને રસ્તામાં પાણીની તરસ લાગી એટલે હું પાણી ભરવા ગયો. અને તેને એક ઝાડની નીચે સુવડાવ્યો. હું પાણી લઈને આવ્યો ત્યાં તો તે ઉંઘી ગયો હતો. એટલે જોરથી મેં તેના પેટમાં ચાકુ ખોસી દીધું. તે પાણી પાણી કરતો હતો પણ મારાથી તેને પાણી પાઈ શકાયું નહિ. કોણ જાણે કેમ મને ખૂબ બીક લાગી ને હું ભાગ્યો." તેની જુબાનીથી સાંભળનારને પણ ત્રાસ થતો હતો. તેને વાસુદેવનું ખૂન કરવા માટે ફાંસીની અને લાભુબાઈને જન્મટીપની અને કાશીને છ માસની સજા થઈ.

આ વાતથી બધાને બહુ જ ગમગીની થઈ. રશ્મિ તો ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. ભાનુપ્રસાદે વાત ફેરવવાના ઇરાદાથી કહ્યું: "ભાવીને કોઈ ટાળી શકવા સમર્થ નથી. પણ સ્ત્રીઓની બુદ્ધિ તો આવી આવી બાબતોમાં જ ચાલે. સ્ત્રીઓના પરાક્રમ આવા સમજી લ્યો."

"પુરુષોની બુદ્ધિએ ચાલી કાશીએ પોતાનું સર્વ સુખ ગુમાવ્યું. જોઈ લ્યો. પુરુષોની બુદ્ધિમત્તા પોતાના ડહાપણમાં અને બુદ્ધિના અભિમાનમાં વાસુદેવે પોતાનો પ્રાણ ખોયો.

આવી પુરુષોની અગમચેતી કે કોઇ ગળું કાપી નાખે તો પણ ખબર ન પડે. એવા અક્કલવાન." પુરુષોની બુદ્ધિનું પ્રદર્શન કરતા વિદ્યાએ કહ્યું.

" તમે બધા એકબીજાને પ્રેમ કરો છો તો સંભાળજો. રખે કોઇનું ખૂન કરી કે કરાવી બેસતા " દિનેશે વાતાવરણને બદલવાના ઈરાદાથી ઉમેર્યું.

" એ ખૂન કરનાર પુરુષ હતો ને ? માટે તમે પણ ધ્યાન રાખજો. કોઈનું ગળું ઊડાવી નહીં દેતા. " રૂપાએ પણ પુરુષ જાતિ પર પોતાનો રોષ ઠાલવ્યો.

આ તકરાર સાંભળી બધાં શોકગ્રસ્ત હતાં તે જરા બીજી દિશામાં વળ્યાં.

" તમારા બૈરાંઓથી તો તોબા બાપા ! તમે લોકો કેવા કેવા ખરાબ કામો કરો છો ? " રમાકાંતે તેમને રંગમાં લાવવા પ્રયત્ન કર્યો

" તમારા પુરુષોને તો હાથ જોડયા બાપ ! કોઇ પણ જાતના કાવાદાવાની વાત આવે કે એને ગાડે ચઢી બેસો અને અનેકને પાયમાલ કરો. પુરુષોને તો નવજગના નમસ્કાર કરવા જોઇએ. દુષ્ટ માણુસો સાથે પુરુષોનો સાથ હોય જ, અને આવા નિર્દોષના ખૂન કરાવો. જોઈ લ્યો તમારા પુરુષોનાં પરાક્રમો !" રશ્મિ પણ બોલતાં બોલતાં રોષવાળી બની.

આ વાત હવે એકબીજાને જાતિભેદ તરીકે મેણાં દેવામાં આગળ વધી એટલે વીણાએ વાત ફેરવી.

"આ સંસારમાં આવી લીલાઓ તો ચાલ્યા જ કરશે. આપણે બધાંએ આ બાબત માટે પોકાર કરવો જોઇએ. અને ઠેકઠેકાણે સ્ત્રી–પુરુષ બંને માટે સુખનાં સાધનો રાખવાં જોઇએ. દુઃખનાં પોકાર વડે જ સુધારો થઈ શકશે. જો કે સ્ત્રીઓ હોય તે બધી જ ખરાબ નથી હોતી. તેમ પુરુષો પણ બધા ખરાબ નથી હોતા. પણ જો આવું આવું બને નહિ તો સંસાર કેમ કહેવાય? આ તો પ્રભુની માયાજાળ! વિદ્વાનમાં વિદ્વાન માણસ પણ તેની જાળમાં ફસાઈ જાય."

"આવા સુખદુઃખની આંટીઘુંટી ન હોય તો પરમાત્માને કોઈ માને જ નહિ." ભાનુપ્રસાદે કહ્યું.

"પણ બિચારી કાશીનો શું વાંક કે તેનો ધણી ગયો અને એને જેલ મળી?" રશ્મિએ પૂછયું.

"ત્યાં જ પૂર્વજન્મનાં સંચિત કામ કરે છે ને? બિચારી ધણીને વિનવી વિનવી થાકી પણ ભાવીમાં માંડેલ મિથ્યા થઈ શકતું નથી." વિદ્યાએ ઉત્તર આપ્યો.

"જો ને, લાભુ તો દરરોજ એને ચેતાવતી હતી, કે હું તારા વરનું કાટલું કઢાવીશ. છતાં તેનાથી કંઈ બની શકયું નહિ." રૂપાએ વર્ણા ગમેર્યું.

"કાશીએ તો સીધી ફોજદારને આ વાત જણાવવી જોઇએ હતી." મેનાએ કહ્યું.

"તો પણ લાભુ તો કહે કે હું તો એને ચીઢાવવા જ આમ બોલતી હતી." વીણાએ કહ્યું.

"પરમાત્માએ એવી બાજી રચી છે કે કોઈ ખરાબ

કામ આપણે નજરે જોઈએ છતાં તેને અટકાવી શકતા નથી. પ્રારબ્ધની ગતિને કોઈ રોકી શકતું નથી." રમાકાન્તે પાછી મુદ્દાની વાત કરી.

"એ જ પરમાત્માને હંમેશાં પ્રાર્થના કરવી જોઈએ કે અમને સદ્બુદ્ધિ આપજે. કામ કરવાની હિંમત આપ તો સારાં કામ કરવાની જ હિંમત આપજે. જેમ આજે આપણે કરીએ છીએ તેમ" આમ બોલતાં બોલતાં દિનેશે પોતે પોતાનાં વખાણ કર્યાં. આ સાંભળી બધા હસી પડયા.

વીણાએ કહ્યું: "જોયું? અંતે આપણને બધાંને એક કરી પોતાના કામને જ આગળ ધર્યું." વાત બદલાણી એટલે અંતરની ગ્લાનિ દૂર થવા લાગી. અને બધાના મોં પર હાસ્યની સુરખી પથરાઈ.

"હવે તો બહુ મોડું થાય છે હો! જુઓ, બે તો વાગ્યા. વહેલું ઊઠવું પડશે. જરા આરામ લેવાય તો સારું" વીણા બોલી.

"રશ્મિ એક ભજન ગાશે તો ઊંઘ આવશે. નહીં તો આજની વાત મગજમાં ડોળાયા જ કરશે." ભાનુપ્રસાદે કહ્યું.

"હું ભાનુભાઈને ટેકો આપું છું." દિનેશે ઉમેર્યું.

"હું બે હાથે તાળી પાડી તેને વધાવી લઉં છું. મારો પણ એમને ટેકો છે." રમાકાન્તે કહ્યું.

મેનાએ ઉમેર્યું; "મારો પણ."

"ત્યારે તો વધુ મતે પસાર. ચાલો રશ્મિ બહેન. તમારા કોકીલ કંઠનો રણકાર બોલાવી, આ દુઃખી બનેલા વાતાવરણને આનંદને કિનારે પહોંચાડો. અને આપણે બધા આવી વાતોને ભૂલી જઇએ એમ ઇચ્છો." અંતે વિદ્યા જરા આનંદમાં આવી બોલી.

રશ્મિએ મધુર સૂર છોડયાં, અને બધાનું મન તેમાં લીન થયું. ચાલુ વાતને લગતું જ તેણે ગાવા માંડયું.

અજબ આ પ્રેમનાં બંધન, તૂટ્યા નહિ તૂટતા એ તો;
બંધાયા અગમના દોરે, જડેલા જીવની સાથે.
કદી અપમાનના અફીણોના પ્યાલા આવતાં દેખું;
તથાપિ આંખ મીંચીને, પીતી એ સ્નેહની સાંખે.
જીવનની આંટી ઘૂંટીમાં, તિમિર ગાઢાં સદા ભાળું;
છતાં છૂટયાં નહિ બંધન, લખાયાં ભાગ્યના લેખો.
અંતરનાં આર્તનાદેથી, પૂછું કદી પ્રેમથી પ્રભુને;
મળે ત્યાં પ્રશ્નના ઉત્તર, માયા નિર્મિત નિહાળી જો.

રશ્મિએ જાણે કાશીની અંતરવેદના વર્ણવી એક ઊંડો નિશ્વાસ મૂકયો.

"વાહ ! વાહ ! રશ્મિ બહેન હવે એક વધારે થવા દો." ભાનુપ્રસાદે કહ્યું; અને ઊમેર્યું. "આ તો કાશીના દુઃખને લગતું છે. એટલે હજી એની યાદ ભૂલશો નહિ."

રશ્મિએ બીજું ભજન શરૂ કર્યું જેમાં કાશીને હૈયામાં રાખી પ્રાર્થના કરી. તેનાથી કાશીનો કારમો જખમ ભૂલી શકાતો નહોતો.

ભજન

દીવો ધરો, દીવો ધરો, ભૂલ્યાને પંથ પ્રભુ દીવો ધરો;
જગતની જંજાળ તણા, તિમિર ઘણાં ગાઢ છે,
મનના તરંગ સત્ય પંથ વળો,
ભૂલ્યાને પંથ પ્રભુ દીવો ધરો.
જમાનાના જંગમાં વસવું છે દોહ્યલું,
ત્રાતા તમારી સદા કૃપા ઊતરો;
ભૂલ્યાને પંથ પ્રભુ દીવો ધરો.
દીવો ધરો, દીવો ધરો, ભૂલ્યાને પંથ પ્રભુ દીવો ધરો.

"હવે એક છેલ્લું" વિદ્યાએ કહ્યું: "હજી મન બીજી દિશામાં નથી વળતું." કંઈ કૃષ્ણનું ભજન ગાઓ મન ડોલી ઊઠે એવું.

રશ્મિએ શ્રીકૃષ્ણનું ધ્યાન ધર્યું અને કંઠમાંથી મીઠાં આલાપો સરવા લાગ્યાં.

ભજન

(રાગ—ભૈરવી)

ઝૂલું હું કૃષ્ણનામ હિંડોલ, ઝૂલું હું કૃષ્ણનામ હિંડોલ.
કૃષ્ણનામ હિંડોલ ઝૂલું હું, કૃષ્ણનામ હિંડોલ.
તારા મધુરા સમણે જાગું, જોતી રાધા વર જોડ;
ઝૂલું હું કૃષ્ણનામ હિંડોલ, કૃષ્ણનામ હિંડોલ........ઝૂલું.
મદમાતી મસ્તીમાં ભાળું, રમતા નંદકિશોર;
ઝૂલું હું કૃષ્ણનામ હિંડોલ, કૃષ્ણનામ હિંડોલ.......ઝૂલું.

સરિત સરોવર કાંઠે કાંઠે. દેખું સારસ જોડ;
ઝૂલું હું કૃષ્ણનામ હિંડોલ, કૃષ્ણનામ હિંડોલ........ઝૂલું.
માનસરોવરે મીઠાં જળમાં, મોતીડાં પાકે અણમોલ,
ઝૂલું હું કૃષ્ણનામ હિંડોલ, કૃષ્ણનામ હિંડોલ........ઝૂલું.
હંસલા કરતા મધુરા જળમાં, મોતી ચણે અણમોલ;
ઝૂલું હું કૃષ્ણનામ હિંડોલ કૃષ્ણનામ હિંટોલ........ઝૂલું.

"પ્રભુએ અણમોલ બક્ષિસ આપી છે, રશ્મિ બહેન! એનાં દર્શન તમારા મધુરા શબ્દબ્રહ્મમાં થાય છે." દિનેશ પ્રફુલ્લવદને બોલ્યો.

"હું ઇચ્છું છું કે દરેક સ્ત્રીઓને લોટરી લાગતી રહે. પ્રભુના સાન્નિધ્ય સમા આવા સજ્જનોનો સાથ મળતો રહે." રમાકાન્તે અંતર શુભેચ્છા દર્શાવી.

"જો મેના બહેનનો દમયંતી જેવો મરેલ માછલામાં પણ જીવ આવે એવો પવિત્ર હાથ ન અડયો હોત તો મને લાગે છે કે એ નોટ તિજોરીમાં પડી રહેત અને કોઈના ઉપયોગમાં ન આવત." વીણાએ કહ્યું.

"તમને બધાંને મારા હાર્દિક અભિનંદન છે. ખરેખર! તમે તો સ્વર્ગમાંનું નંદનવન પૃથ્વી પર ઉતાર્યું છે. આવાં સુંદર સુંદર કામો કરી જગતને દેખાડો છો કે પ્રભુએ કેવી બુદ્ધિની લોટરી લગાડી છે!" ભાનુપ્રસાદે તેઓના કાર્યની કિંમત આંકતા પ્રશંસાના પુષ્પો વેર્યાં.

આપણને હજી સુધી દુષ્ટ સ્રીઓને પ્રસંગ નથી પડયો. એ આપણાં સુભાગ્યની લોટરી છે. બાકી મારા મિત્ર

ત્રીકમદાસનો ઘરસંસાર જ્યારે મને યાદ આવે છે ત્યારે હું ધ્રુજી ઊઠું છું.

"સ્ત્રીઓએ ખરેખર સુહાગી જેવી બનવું જોઈએ; પણ ઘણી સ્ત્રીઓ સુહાગીના વર્તન કરતાં ઊંધું જ વર્તન દેખાડે છે. અને ઓરમાન બાળકોને જોઈ દ્વેષ કરી પોતાના સુખી સંસારને વેરાન બનાવી દે છે. અથવા તેઓને મોતના પંજામાં ભરખી લે છે આવી એક ઓરમાન માએ મારા એક મિત્રનાં ઘરને ધૂળધાણી કરી નાખ્યું હતું. તમારી સ્ત્રીઓનાં નાગણ જેવા સ્વભાવને તો હાથ જોડવા જેવું છે." રમાકાન્તે તેના દુઃખી મિત્રને યાદ કરી સ્ત્રીઓના ઝેરીલા સ્વભાવ પર પ્રહાર કર્યો.

"અરે, એવું તે કંઈ હોય? તમારી કંઈ ભૂલ થતી હશે." વીણાએ કહ્યું.

"ત્યારે તો આપણે એવી સ્ત્રીઓની વાત પણ જાણવી જોઈએ." નીલમે વાત જાણવાની જીજ્ઞાસા બતાવી.

"આ સંસાર એવો અટપટો છે કે માણસ પોતાનાં દુઃખનું આગમન સમજે છે છતાં તેને નિવારી શકતો નથી. મારો મિત્ર જાણતો હતો કે અમુક કાર્ય કરવાથી દુઃખ થશે. છતાં જાણે ભાવિ તેને પરાણે ઘસડી ગયું હોય એવું થયું હતું."

"એમને પણ તમારી વાત સંભળાવો." વિદ્યાએ રમાકાન્તને આગ્રહ કર્યો, તેથી રમાકાન્તે વાત શરૂ કરી.

"મારૂં મૂળ વતન દિલ્હી, હું અને મારો મિત્ર ત્રીકમ-

દાસ અમે બંને સાથે જ સ્કૂલમાં ભણેલા; અને પાસે પાસે જ અમારાં ઘર, એટલે રાત દિવસ સાથે જ રહેતા. અમે મોટા થયા અને કામ પર ચડયા. એટલે બંનેના પંથ છૂટા પડયા. પણ અમારો આત્મા જાણે એક જ હોય એવી એમને લાગણી અનુભવાતી. મારે મુંબઈ આવવાનું થયું. અને ત્રીકમદાસના પિતાને એમના કાકાનો વારસો મળ્યો એટલે તેઓ નવી દિલ્હીમાં તેના કાકાના બંગલામાં રહેવા ગયા.

થોડા વર્ષમાં ત્રીકમદાસનાં મા–બાપ સ્વર્ગે સીધાવ્યાં. અને ઘરનો ભાર ત્રીકમદાસ પર આવ્યો.

મારા મિત્ર ત્રીકમદાસને ત્રણ પુત્રો હતા. પણ ત્રીકમ-દાસ નશીબના બળિયા એટલે વરસે બે વરસે પરણેતર એક એક એક બાળક મૂકી સ્વર્ગે સીધાવે. આ વખતે પણ ત્રીજીએ એમ જ દગો દીધો. હવે ચોથું લગ્ન કરતાં ભય લાગ્યો. તેણે નિશ્ચય કર્યો કે લગ્ને લગ્ને કુવારાલાલ બનવું એનાં કરતાં હવે વિધુર રહેવું એમાં જ સુખ છે, કારણ કે ત્રણ બાળકો મને વહાલા લાગે છે. પણ આવનારીને તો કાળ જેવા લાગે, માટે બાળકોના સુખ ખાતર પણ એ ત્યાગ જરૂરનો છે.

ત્રીકમદાસે થોડાં વર્ષો તો દુઃખમાં કાઢયાં. હવે તેને લગ્ન કરવાની ઈચ્છા જ નહોતી. પણ ભાવિ જ્યાં ભૂલાવે છે તેને કોઈ પહોંચવા સમર્થ નથી. તેનો એક મિત્ર ચંદ્રકાન્ત કરીને હતો. તે વીસ વર્ષની એક છોકરીનું માગું

લઇને આવ્યો અને ત્રીકમદાસને સુખની મીઠી મધલાળમાં બાંધી લીધાં. થઇ રહ્યું, હવે બાળકોનું આવી બન્યું.

ત્રીકમદાસ બાળકો સાથે હંમેશાં નિર્દોષ રમતો રમતો, વાર્તાઓ કહેતો, આનંદ કરતો, અને તે પરમ સુખી હતો. ત્યાં ઉંબાળીયું આવીને પડયું. ભાવિને ત્રીકમદાસના સુખી કુટુમ્બની ઇર્ષા આવી; સુખનું સ્વપ્ન ઊડી ગયું. અને રાત્રિનો અંધકાર ધીમે ધીમે આગળ વધતો ગયો. આવનાર કોઈ પ્રબળ પ્રારબ્ધના યોગે જ આવી હતી.

ત્રીકમદાસ મોહિનીના મોહમાં ફસાયો અને તેને સ્ત્રી-સ્વાતંત્ર્યનો બધો પરવાનો સોંપાઇ ગયો. ઘરની રાણીનો ઇલ્કાબ તેને અપાયો, અને રાણીએ રાજરમત ખેલવા માંડી.

ત્રીકમદાસની જાહોજલાલી દિનપ્રતિદિન વધતી હતી. બધા તેને હવે શેઠને નામે જ ઓળખતા.

મોહિનીની આંખમાં કોઈ અજબ સત્તા તરવરતી હતી. તેને જોતાં કોઇને પણ માન થયા વગર રહેતું નહિ, એવો એનો પ્રભાવ હતો. એની જીભ મીઠી હતી. પણ અંતરમાં હળાહળ ઝેર ભર્યું હતું. આ વાતની જો કે ઘરનાં માણસોને ખબર પડતી છતાં એ જણાવા દેતા નહિ. કારણ કે તેનો વાંક જોવા તેઓ ઇચ્છતા જ નહિ. મોહિનીના દરેક વાંક ક્ષમાની દૃષ્ટિએ જોવાતાં, અને ફરિયાદ કરનારને શરમિંદા બની પાછાં પડવું પડતું. એટલે શેઠનાં અંગત મિત્રો અને સ્નેહી વર્ગ પણ મોહિનીના દોષ કહી શકતા નહિ. શેઠે મોહિની માટે ઘણું માન જાળવ્યું હતું. અને તેનાં બાળકો

પણ તેને માતા જેટલું જ માન આપતા. તેમની પાસે પણ કોઈ ફરિયાદ કરી શકતું નહિ; એવો સિક્કો બેસાડયો હતો. કારણ કે સૌ કોઇ સંપ રાખવા જ પ્રયત્ન કરતા. પણ મોહિનીનો સ્વભાવ રાજસી હતો. તેને કૂડકપટના દાવપેચ રમવામાં ગમ્મત પડતી. અને એ રીતે આનંદમાં મહાલતી. તેને શેઠનાં જેવું સાદું અને પવિત્ર જીવન જીવવું ગમતું જ નહોતું. એનાં કાવત્રાં છૂપી રીતે ચાલુ જ હતાં. જો કે મોઢેથી તો તે કોઇ સાથે લડતી નહિ. તેને પણ ઘરનાં માણસો પર પ્રેમ હોય એવું વર્તન દેખાડતી. પણ અંતરથી બધાનો દલ્લો દૂર કરવાની પેરવી રચતી. શેઠનું ધન કેમ લૂંટવું અને છોકરાંઓનો નાશ કેમ કરવો એ એની મોટામાં મોટી તમન્ના હતી.

તિજોરીની ચાવી શેઠે તેને સોંપેલી હતી. જો કે છોકરાઓનાં લગ્ન જેમ તેમ ઉકલ્યા પણ ઘરમાં ફરતી વહુઓને જોઈ મોહિનીની આંખમાંથી અગ્નિ વરસતો. ઘરની બધી સત્તા તેના હાથમાં હતી. ઘરનાં બધા માણસો તેની આજ્ઞામાં રહેતા. છતાં તેનાં ઈર્ષાળુ સ્વભાવને અંગે તે સુખી નહોતી થઈ શકતી. એટલે અનેક કાવત્રાં રચવાનાં ફંદમાં તે ફસાઈ ગઈ. તેના પાપી વર્તને આવું દૈવી સુખ વિશેષ ટકવા દીધું નહિ.

એક દિવસ શેઠના પરમ મિત્ર પરમાનંદે શેઠને અગત્યની ખાનગી વાત કહી. શેઠે એને ધુત્કારી કાઢયો કે તે ફરી કોઇ દિવસ શેઠને ત્યાં આવ્યો જ નહિ. આવી જાતનું અપમાન દરેક ફરિયાદ કરનારનું થતું. એટલે હવે

કોઈ શેઠના અંગત મિત્રો બની શકતા નહિ. આમ ઘણાં વર્ષો પસાર થઈ ગયા. અને અનેક નાના મોટા બનાવો તો બન્યા જ કરતા. અને દરગુજર થતા. મોહિનીને સ્વર્ગ સમું સુખ હતું. છતાં તે તેને દુઃખ રૂપ ભાસતું. દુનિયામાં સ્વભાવનું ઓમ્રડ મળી શકતું નથી, તે આનું નામ.

એક દિવસ મોહિનીએ નાવની સહેલગાહ ગોઠવી. અને આખું કુટુમ્બ આનંદમંગળની મુસાફરીએ ઊપડયું. આખો દિવસ નાવમાં ગાળ્યો અને ખૂબ આનંદ કર્યો. સાંજ પડી અને ઘેર પાછા ફરવાને બદલે નાવ આગળ ને આગળ હંકારાતું ગયું. શેઠે ધ્યાન ખેંચ્યું કે હવે પાછા ફરીએ તો સારૂં. મોહિનીએ પણ ખલાસીઓને વહાણ પાછું વાળવા કહ્યું. પણ અગાઉથી જ એવી ગોઠવણ કરેલી કે તેને ગમે તેટલું કહેવામાં આવે તો પણ વહાણ પાછું વાળવું નહિ, એ પ્રમાણે જ્યાં સુધી બીજું નિશાનવાળું વહાણ ન દેખાયું ત્યાં સુધી આ વહાણ આગળ ને આગળ ચલાવ્યે રાખ્યું. આ જોઈ શેઠને ચિન્તા થવા લાગી. તેના મિત્ર પરમાનંદના શબ્દો તેને યાદ આવવા માંડયા. છોકરાંઓને પણ કંઇ ભય જેવું લાગવા માંડયું. પણ હવે આપત્તિમાંથી નાસી છૂટી શકાય તેમ નહોતું.

આખરે નિશાનીવાળું વહાણ દેખાયું અને મોહિનીએ નદીમાં ઝંપલાવ્યું. જાણે ઓચિંતી પડી ગઈ હોય એમ તેણે બૂમ પાડી. સાથે ખલાસીઓ પણ જાણે એને બચાવવા પડયા હોય તેમ લાગ્યું. ખલાસીઓએ અગાઉથી હલેસાંઓ નદીમાં નાંખી દીધાં હતાં અને વહાણને પણ નીચેથી જરા

બાંધવામાં આવ્યું હતું. આ કાર્યની શેઠને કે છોકરાઓને ખબર ન પડી. તેઓ તો મોહિનીના બચાવ માટે પ્રાર્થના કરતા હતા.

નિશાનીવાળું વહાણ ઝડપભેર નજીક આવ્યું. અને તેણે મોહિનીને તથા ખલાસીઓને તેમાં લઇ લીધા. અને એક પળ પણ ખોટી થયા વગર આગળ નીકળી ગયા. શેઠે ઘણી બૂમો પાડી પણ તેઓ અટક્યા નહિ પરંતુ વહાણમાંથી ઘણી વ્યક્તિઓનાં ભયંકર હસવાનાં અવાજે બધાંને ભયની નિશાની આપી હોય તેમ શેઠને હવે બધી બાજી સમજાઈ ગઈ. ઉપર આકાશ ને નીચે પાણી; રક્ષણ કરનાર કોઇ જ દેખાતું નહોતું. શેઠની છાતીમાં જોરથી ધબકારા થવા લાગ્યા. તેનાં મોહિની પરના અતિ સ્નેહે અને વિશ્વાસે આજે ભયંકર દગો દીધો હતો તેણે મોહિનીને સુખી કરવા બાકી રાખ્યું નહોતું. તેના ખાસ મિત્રોને પણ તેને માટે દૂર કર્યા હતા. પણ આજે તેઓ શેઠને યાદ આવ્યા. વહાણમાં પાણી ભરાતું બધાંએ જોયું. અને કાળ જાણે મોઢું ફાડી હસી રહ્યો હોય તેમ લાગ્યું. થોડા જણા પાણી કાઢવા લાગ્યાં. થોડા હાથનાં હલેસાં મારી વહાણને પાછું વાળવાનાં પ્રયત્ન કરવા લાગ્યા. પણ હવે કાંઠે વહાણ પહોંચે એમ લાગતું ન હતું.

શેઠની અંતરવ્યથા મહા પ્રબળ હતી. આમાં આખા કુટુમ્બની પાયમાલીનો સવાલ હતો. મોહિનીએ જબ્બર ફટકો લગાવ્યો હતો. અત્યારે શેઠનાં વહાલા મિત્ર પરમાનંદનો પ્રેમ શેઠને હૈયે ચઢયો. પણ હવે તો પ્રભુ શરણ સિવાય

બીજો ઉપાય નહોતો. દુનિયામાં થોડી પળોનાં બધા મહેમાન લાગ્યા. મોહિનીનું આ પાપ સૂર્યનારાયણથી જોઈ શકાયું નહિ. તેઓ અભ્ર પાછળ છુપાઈ ગયા અને દિશાઓએ અંધકારનો કાળો સાળુ ધારણ કરી ભયંકરતામાં ઉમેરો કર્યો. મહા ભય બધાની સામે ઝઝૂમી રહ્યો હતો. આમ થોડો સમય ભયંકર દશામાં પસાર થયો.

નદીનો પટ ઘણો વિશાળ હતો. જાણે મોટો સાગર. તેની બંને બાજુ ઝાડોની હારમાળ ચાલી રહી હતી. ચંદ્ર પણ હવે આછો પ્રકાશ પાડી રહ્યો હતો. તારલિયા મંદ-મંદ હસતા હતા અને પ્રકાશ પાડવાનો પ્રયત્ન કરતા હતા. પણ આ પ્રભુની લીલા અને તેની અવર્ણનિય કૃતિ અત્યારે આ બધાને કાળ સમી લાગતી હતી.

શેઠને છેટે છેટે કંઇ પણ પ્રકાશ જેવું લાગ્યું. તે પ્રકાશ આગળ ને આગળ ઝડપભેર વધતો હોય એમ લાગ્યું. શેઠને થયું કોઈ દૈવી મદદ આવી પહોંચે તો! હે પ્રભુ તું આ બાળકોને બચાવજે તેણે છોકરાઓને એ પ્રકાશ બતાવ્યો. અને બધાને જરા જેટલી બચવાની આશાએ મોઢા પર આનંદની સુરખી દેખાઈ; પણ પાછી શંકા થઇ. જો વહાણ હોય તો તે ઘણે દૂર હતું તે વખતસર આવી પહોંચે કે નહિ તે શંકા જેવું હતું. વહાણમાં પાણી એકદમ ભરાઈ ગયું હતું. દેખાતો મદદ રૂપી નિશાની આવી પહોંચે તે પહેલાં તો શું થવાનું હતું તે બધાએ ધારી લીધું ને ઉદ્ભવેલી આશા નિરાશામાં ફેરવાઇ ગઈ. શેઠને થયું કે આ વાતની વહાણવાળાને ક્યાંથી ખબર હોય કે અમે ભયમાં

છીએ. શેઠના હૈયાના ચૂરેચૂરા થતા હતા. તેઓ ધાર્મિક સ્વભાવના ને નીતિમાન હતા. તેઓ સમય સમજી ગયા અને મનને પ્રભુમાં વાળ્યું.

તેણે આકાશ સામું જોયું ને બધાંને છેલ્લી પ્રાર્થના કરવા કહ્યું, અને ઊમેર્યું. "આ આત્માને શસ્ત્રો છેદી શકતા નથી. અગ્નિ બાળી શકતો નથી. પાણી પલાળી શકતું નથી. આત્મા અમર છે. માટે કોઇએ બીક રાખવી નહિ. આજે આપણે જૂના વસ્ત્રો ઉતારી નવા વસ્ત્રો ધારણ કરવા જઈ રહ્યા છીએ. આપણું કોઇ શત્રુ નથી, કોઈ મિત્ર નથી. કેવળ પરમાત્મા જ આપણો સાચો સાથીદાર છે. બધા ૐકારની ધૂન મચાવો. આજ આપણો છેલ્લો ઉપાય છે."

હરિૐનાં પ્રચંડ અવાજે દિશાઓ ગાજી ઊઠી. અને તેનાં પડઘા ચારે કોર પડવા લાગ્યા. અને એક પળમાં....

"હવે અમારે આગળ નથી સાંભળવું" મેનાએ ડૂસકા ખાતાં કહ્યું અને વાત આગળ ચાલતી અટકાવી. "ભયંકર સ્ત્રી! આવી સ્ત્રીઓ થતી હશે?"

"મારી તો છાતી જ બેસી જાય છે." વીણાએ કહ્યું:

"ઇતિહાસ એવી વાતો વડે જ બને છે." રમાકાન્તે ઉમેર્યું.

"તમે બધા જરા શાંત થાઓ અને છેલ્લું પરિણામ શું આવે છે તે તો જુઓ!

"ભાનુપ્રસાદે બધાંને શાંત પાડયા."

"હવે તો વહાણ ડૂબી જ જવાનું અને એ અમારે નથી સાંભળવું." રશ્મિ રડતા અવાજે બોલી, બધાને આ વાત સાંભળી અતિ દુઃખ થયું હતું.

"કદાચ કોઈ દૈવી મદદ આવી પડે તો તમને આનંદ થાય ને!" ભાનુપ્રસાદે આશાનું કિરણ ફેંક્યું.

"જો એવું હોય તો વાત આગળ ચલાવો." મેનાને હૈયે જરા હામ વળી. વાત આગળ ચાલી.

"એક પળમાં તો વહાણ તળીએ બેસી ગયું—"

"જોયું! હું નહોતી કહેતી કે વહાણ ડૂબવાનું જ છે. અમારે વાત નથી સાંભળવી." રશ્મિએ પોકાર કર્યો.

"પેલો પ્રકાશ કંઈ નવાજૂની કરશે. જરા ધીરજ ધર." વીણાએ રશ્મિને સમજાવી વળી વાત આગળ ચાલી.

"ઘણાં માણસો વહાણમાં હતાં. પણ કોઇએ દુઃખનો પોકાર નહોતો કર્યો. એટલા બધા સૌ હિંમતવાળા અને શાન્તિવાળા હતા. ફક્ત ડૂબતા માનવ માટે પાણી બુડબુડ અવાજ કરતું હતું. પોતાની અંતરવ્યથા જણાવી કકળાટ કરતું હતું. તેને આવા પવિત્ર માનવને પોતાની ગોદમાં સમાવવા ગમતા નહોતા.

દૂર દેખાતો પ્રકાશ પવનની ગતિએ નજીક આવી પહોંચ્યો. તે વહાણમાંથી વીસ પચીસ માણસો કૂદી પડયા. ચંદ્રનો પ્રકાશ વધારે પ્રકાશિત બન્યો હતો. એટલે ડૂબતા

અને તણાતા માણુસોને ઉગારવા તેઓને કુદરતી સહાય મળી હતી. આવનાર માણુસો ઈરાદાપૂર્વક આવેલા પ્રખર તરવૈયા હોય એમ લાગતું હતું.

રામ રાખે તેને કોઇ હાનિ કરી શકતું નથી. ઘણી મહેનતે અને મહાપ્રયત્ને એકે એક માણુસને ઉગારી લેવામાં આવ્યા. વહાણુનાં મુખીએ બધાને જોયા. અને માણુસોની ગણુત્રી કરી લીધી. ડૂબેલા બધાને નજર સમક્ષ જોઇ તેની આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યા. જો થોડીવાર મોડા થયા હોત તો જરૂર એક બે માણુસને ગુમાવી બેસત. પણુ સારા કામ કરનારને પરમાત્માની સહાય રહે છે. આગંતુકે પ્રભુનો પાડ માન્યો અને ડૂબેલાઓની સારવાર કરવા માંડી.

"હાશ! હવે વાત ગમી." મેનાનાં મોં પર આનંદ છવાયો."

"હવે વાત બંધ કરૂં!" વાત કરનારે બધાની જીજ્ઞાસાનું માપ કાઢતાં કહ્યું.

"ના રે. ના, હવે કંઈ વાત બંધ કરાય. એ ભેદી મદદગાર કોણુ હતો! એ તો જાણુવું જ જોઇએ ને!" વિદ્યાએ નામ જાણુવાની આતુરતા દેખાડી. અને બધાએ તેને ટેકો આપ્યો. અને વાત આગળ ચલાવવા વિનવ્યું. આ સાંભળી વાત કરનારનો ઉત્સાહ વધ્યો અને તેણે આગળ ચલાવ્યું.

"શેઠને અને બધાને ભાન આવતાં લાંબો સમય લાગ્યો. આગંતુક બધાને પોતાને ઘેર લઈ ગયો. બધાને

ખૂબ શેક કર્યો અને વૈદ્યને બોલાવી માત્રાઓના ઉપચાર ચાલુ કર્યા.

શેઠને અને બધાને ધીમે ધીમે ભાન આવવા લાગ્યું. અને જાણે બીજી દુનિયામાં વિચરતાં હોય એમ લાગ્યું. દરેકના મુખમાંથી રામનામના અવાજ નીકળતા હતાં. શેઠ બોલતા હતા 'મારો કોઈ શત્રુ નથી. પ્રભુ મારો સાથીદાર છે. આ બાળકોને બચાવજો પ્રભુ.'

'હવે તમે બધા બચી ગયા છો. માટે ચિંતા કરતા નહિ. ત્રીકમભાઈ, જુઓ તમારી સામે કોણ છે? ઓળખાણ પડે છે?' બચાવનારે શેઠને પ્રેમથી ઢંઢોળ્યા શેઠે આંખ ઊઘાડી ધારી ધારી જોવા માંડયું. પણ હજી તેની યાદશક્તિ નિર્બળ લાગી અને હજી એમને આરામની જરૂર છે જાણી તેને દવા પાઈ. અને શેઠ પાછા ઘેનમાં પડયા.

આ બાજુ છોકરાઓ ભાનમાં આવી ગયા હતા. અને મોહનભાઇની યાદશક્તિ તેજ બની હતી. તેણે સારવાર કરનાર તરફ જોયું અને આશ્ચર્યની બૂમ પાડી: 'કોણ પરમાનંદ કાકા!'

પરમાનંદે મોહનને છાતી સરસો ચાંપ્યો અને તેની આંખમાં આવેલ આંસુ મોહનનાં મુખ પર પડવા લાગ્યા. મોહનથી પણ રડી જવાયું. અને થોડા સમય બાદ તેમને કેવી કેવી રીતે બચાવ્યા તે પૂછયું. પરમાનંદે જાણ્યું કે હવે વાત કરવામાં વાંધો નથી. એટલે તેણે વાત કરવી શરૂ કરી.

'તમે અને શેઠે મને મોહિનીનાં દુર્ગુણો કહેવા માટે ધૂતકારી કાઢયો તે વખતે મને અપાર દુઃખ થયું હતું. પણ સમય જતાં હું શાન્ત પડયો. અને મને પણ તમારી રીત, વિચાર કરતાં યોગ્ય લાગી. કારણ કે ઘરનાં માણસનું માન સાચવી વ્યવહાર અને લાજ આબરૂ સાથે સંપ જાળવવાની જરૂર હતી. મારા અંતરની ગ્લાનિ મેં દૂર કરી અને દરેક રીતે તમારૂં રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો એટલે મને પણ સંતોષ થયો.

મોહિનીએ એક ગુપ્ત ઘર રાખેલું હતું. ત્યાં મેં મારા તરફનાં વિશ્વાસપાત્ર મોટા પગારનાં માણસો મૂકી દીધા એટલે તેની દરેક વાતની માહિતી મળતી. તમને મારવાનાં મોહિનીનાં ઘણા કાવત્રા મેં ઊંધા વાળ્યા હતા પણ તે ઊંધા વાળનાર કોણ છે તેની તેને ખબર નહોતી પડતી એટલે હું બચી ગયો. આ વખતનું કાવત્રું પણ મારા જાણવામાં આવ્યું. તેણે બે વહાણ ખરીદી લીધા હતા. અને મોટી લાલચે ખલાસીઓને આ કામ કરવા રોકયા હતા. એક વહાણ ડુબાડવા માટે લીધું હતું, અને એક નાસી જવા માટે લીધું હતું. અને ઘરમાંનું બધું જર ઝવેરાત તેમાં ભરેલ હતું.

મેં પણ એક વહાણ રોકયું અને સારા તારૂઓને રોકયા. મારૂં વહાણ ઘણું છેટે છેટે તે જોઈ ન શકે એવી રીતે પછવાડે આવતું હતું. અને ટેલીસ્કોપથી હું તમારી બધી હિલચાલ દૂર બેઠા જોઈ શકતો હતો ઈશ્વરકૃપાથી હું સમયસર આવી પહોંચ્યો અને તમને બધાને બચાવી

શકયો. મારૂં ખરૂં ધન તમે જ છો. તમે બચ્યા એ જ મારી લાખોની સંપત્તિ બચી એમ માનું છું”

‘શ્રીકૃષ્ણે જેમ પાંડવોનું રક્ષણ કર્યું હતું તેમ તમે પણ અમારૂં રક્ષણ કરતા હતાં કાકા! અમે તમારા ઋણમાંથી કયારે મુક્ત થશું? તમે તો ખરો મિત્ર ધર્મ બજાવ્યો છે.’ મોહન, પરમાનંદ કાકાની લાગણીથી ઉપકાર માનતાં બોલ્યો.

‘ત્રીકભાઇએ મારા પર જે ઉપકાર કર્યો છે તેનો બદલો હું આ જન્મમાં તો વાળી શકું તેમ નથી. એટલે આ કામ કંઈ મોટું ન કહેવાય.’

આમ ને આમ ઘણાં દિવસો પસાર થયા. હવે બધા હાલતાં ચાલતાં થઇ ગયાં હતાં. ત્રીકમ શેઠે જવાની ઇચ્છા બતાવી ત્યારે પરમાનંદે શેઠને બધી વાતથી વાકેફ કર્યા અને જણાવ્યું કે ઘરમાં કેવળ ભીંત અને બારણાં છે એક રાતી પાઈ પણ રહેવા દીધી નથી. એટલે તમે અહીં આવ્યા ત્યારથી મારી ભાગીદારીમાં મેં તમને લઈ લીધા છે. એટલે હવે તમે થયેલ બિના ભૂલી જ જજો અને આપણે સગા ભાઈની જેમ સાથે જ રહીશું અને ગયેલ ધન પાછું મેળવશું.’

શેઠને મિત્રની વાત ગળે ઉતરી. તેને પણ મોહિનીના દગાથી ઘણો આઘાત લાગ્યો. પણ હવે બીજું કંઈ બની શકે તેમ નહોતું. એ ઘા રૂઝાવનાર મિત્રની પણ શેઠને જરૂર હતી. અને ત્રીકમ શેઠે મિત્રનું ઋણ ચૂકવવાનાં વિચારે ફરી વેપારમાં મન પરોવ્યું. મોહિની જાણે જીવનમાં મળી નહોતી એમ મન વાળ્યું અને કામે વળગ્યાં.

શેઠે પરમાનંદની વાત માન્ય રાખી અને કામધંધામાં ચિત્ત પરોવ્યું. તેથી થોડા સમયમાં જ ધન પાછું મેળવ્યું. તેમણે જૂનું ઘર ગરીબોનાં રક્ષણ માટે રાખ્યું અને ગામ-બહાર વિશાળ મહેલ બંધાવ્યો, અને પરમાનંદભાઈના કુટુમ્બ સહિત ત્યાં જ રહેવા ગયા.

આમ બીજા થોડાં વર્ષો આનંદથી વીતી ગયાં; એક રાતના કોઇ ભયંકર અવાજે રડતું સંભળાયું. ઘરનાં બધાં જાગી ઊઠ્યાં. ઠેક ઠેકાણે દીવાઓ થઇ ગયા. શેઠ નીચે ઊતર્યા અને આસપાસ તપાસ કરાવી. બંગલાની બહાર ઓટલા પર કોઈ મોટે મોટે સાદે રડી રહ્યું હતું. ઘરનાં બધાં માણસો ત્યાં ગયા. અને દીવાના પ્રકાશમાં શેઠે રડનારને ઓળખ્યું. શેઠથી બૂમ નંખાઈ ગઈ. 'કોણ મોહિની ? આ હાલતમાં ?' આ સાંભળી બધાં આશ્ચર્ય પામ્યાં.

મોહિનીને ખબર નહોતી કે તે કયા ગામમાં આવી છે. તે જાણતી નહોતી કે શેઠ અને તેનું કુટુંબ બચી ગયું છે. તેને આ બધી ભૂતાવળ લાગી. મોહિનીએ શેઠનો અવાજ ઓળખ્યો. અને ભૂતને દેખી ભડકી હોય તેમ આવેગથી દોડી. દોડતાં દોડતાં જબ્બર ઠેસ લાગી, તે પડી અને અણિયાળો પથ્થર તેના માથામાં જોસથી વાગ્યો. ત્યાં જ તે ઢળી પડી અને તેનો આત્મા ભગવાનનાં દરબારમાં પાપની ક્ષમા માગવા દોડી ગયો."

"અરે, એ જીવ્યા હોત તો અમે તેનો દોષ માફ કરી અમારી સાથે જ રાખત. તેણે આમ કેમ કર્યું ?" મોહનભાઇએ અંતરની ઉદારતા દેખાડી અને મોહિનીની

સારવાર કરવા માંડી પણ નિર્જીવ ખોળિયામાં પુનઃ ચેતન આવ્યું જ નહિ શેઠનું અંતર પણ આ આઘાતથી ખૂબ ઘવાયું અને ભારેલો અગ્નિ પ્રજ્વલિત બન્યો. અને આ કારમો ઘા શેઠને ખૂબ વસમો લાગ્યો. અંતે મોહિનીની યાદમાં શેઠે ત્યાં મંદિર બંધાવ્યું જે અનેકના આરામનું સ્થળ બન્યું. શેઠ ત્યાં દરરોજ દર્શનાર્થે જતાં અને મોહિનીની યાદમાં દેવ પૂજન કરી તેના આત્માની અખંડ શાન્તિની પ્રાર્થના કરતા."

"જોયું ને! પુરુષો કેટલા બધા ઉદાર હોય છે? ભલો ભલાઇને ન મૂકે, અને બૂરો બૂરાઇને ન મૂકે." દિનેશ બોલ્યો. "આવી સ્ત્રીઓ, સ્ત્રીઓનાં નામને કાળી ટીલી લગાડે છે. એ તે સ્ત્રી હતી કે જીવતી રાક્ષસી?" નીલમે પોકાર કર્યો.

"તમે સ્ત્રીઓની વહારે ચડયા છો, પણ તમારે પુરૂષોનાં દુઃખનો પોકાર પણ સાંભળવો જોઇએ અને આનો ઠેકઠેકાણે પ્રચાર કરવો જોઇએ. આ વાત ખરેખર દર્દભરી છે." દિનેશે દિલગીરી દર્શાવતાં કહ્યું:

"પુરુષ દેવકી જે!" ચાલો સ્ટેશન આવ્યું. ભાનુપ્રસાદે બધાને ઉતરવાની સૂચના આપતાં કહ્યું: "પુરુષ દેવકી જે" સાંભળી વિદ્યા–વીણા અને તેની પાર્ટી ખડખડાટ હસી પડયાં અને હસતાં હસતાં સૌ કોઈ છૂટા પડયા.

ગુલાબચંદ શેઠમાં હવે મોટું પરિવર્તન થઈ ગયું હતું. તેઓ હવે વીણાના દરેક કાર્યમાં રસ લેતા થઈ ગયા હતા. જાણે એક જ આત્મા રૂપે કાર્ય કરતા હોય એમ બંને એકબીજાના વિચારોને પૂરક અને પ્રેરક બની ગયા હતા.

શેઠે વીણા સ્ટોર જોયો. તેના કાર્યની ભવ્યતા જોઈ, પોતે આટલા દિવસ સ્ત્રીઓને ધિક્કારતા હતા એ વિચારથી તેમને ક્લેશ થતો હતો. પણ એના પ્રાયશ્ચિત રૂપે હવે શેઠ પણ દરેક કાર્યમાં સહાયક બનતા હતા. તેમણે પોતે બીજા વધારે માણસો રોકી ખૂબ કામ વધાર્યું; પુષ્કળ જમીનો લીધી અને તેમાં અનાજનાં વાવેતર પાસે રહી કરાવ્યાં, કેટલાંએ ગામોમાં જ્યાં અનાજ મળવું મુશ્કેલ હતું ત્યાં ગરીબોને જુદા જુદા કાર્યોમાં રોકી અનાજ પાણી પૂરૂં પાડવા માંડયું; જ્યાં અન્નક્ષેત્રની જરૂર હોય ત્યાં તેવી પણ સગવડ કરતા. જ્યાં પાણીની તંગી હોય ત્યાં વાવ, કૂવા કે તળાવો પણ ગળાવતા. એવી રીતે અનેક લોકોપયોગી કાર્યોમાં તેમણે પ્રેમથી ભાગ લેવા માંડયો. અને વૃદ્ધાવસ્થામાં પોતાના નામનો વિજય વાવટો ફરકાવ્યો. ગામેગામ અને દેશ પરદેશ તેમની ખ્યાતિ વધતી ચાલી. શેઠ તો ઘણાં જ પ્રવૃત્તિવાળા હતા અને હવે વળી કાર્ય વધાર્યું. તેમનાં બાળકો પણ ઘણાં જ બુદ્ધિશાળી હતા, તેઓ પણ શેઠને અનેક રીતે સહાય કરતા, એટલે શેઠ થોડા ચિંતામુક્ત બન્યા હતા અને આવા સુકાર્યથી આત્મામાં અનેરી શાન્તિ અનુભવતા.

વીણાએ એક વખત યાદ દેવડાવ્યું કે હવે આપણે હિન્દુસ્તાનની જાત્રા કરવા જઈએ અને બને તો પૃથ્વી પ્રદક્ષિણા પણ કરીએ.

શેઠને તો આપેલ વચન તો પાળવું જ હતું. તેમણે બધી તૈયારી કરવા માંડી અને મોટા સંઘ સાથે પૃથ્વી પ્રદક્ષિણા

ફરવા નીકળ્યાં. પહેલાં હિન્દુસ્તાન આખું ફર્યાં, ત્યાં ઠેક ઠેકાણે દાન, ધર્મ કર્યા. કોઈ ઠેકાણે ગોશાળાઓ બંધાવી, કોઈ ઠેકાણે ગાયોને ચરવા માટેની જમીનોની જોગવાઈઓ થઈ, કોઈ ઠેકાણે ધર્મશાળાઓ, તો કોઇ ઠેકાણે સંસ્કૃત શાળાઓ, કોઇ ઠેકાણે બાળકો માટે વિદ્યાગૃહો; તો કોઈ સ્થળે સ્રીઓ માટે સ્રી વિદ્યાલયો, કોઇ ઠેકાણે વૈદીક દવાખાના, ઈસ્પીતાલ, એમ જ્યાં, જ્યાં ગયાં ત્યાં દરેક સ્થળે ઉપયોગી કાર્ય કરતા ગયા. દેશ વિદેશમાં પોતાના પરમાર્થભર્યા સ્વભાવની સુવાસ ફેલાવી, અનેક ઐતિહાસિક સ્થળો જોતાં જોતાં બે વર્ષથી વધારે સમય પસાર થયો. મુસાફરી આનંદથી પૂર્ણ થઈ સ્વદેશ પાછા ફરતાં ગામના લોકોએ તેમનું માનભર્યું સ્વાગત કર્યું. જાણે ગામમાં મોટો ઉત્સવ હોય એવું થઈ રહ્યું હતું. ત્યાં શરણાઇના સૂરો વચ્ચે—સ્વરાજ મળ્યાના શુભ શુકન સંભળાયા અને આનંદમાં વધારો થયો.

ગુલાબચંદ શેઠનું નામ ઘણું જ પ્રખ્યાત થયું હતું એટલે તેમને ત્યાં પંડિતો, અભ્યાગતો અને ભાટ ચારણો હંમેશ આવતાં જતાં. કોઈ વાર ભજન મંડળી જામે તો કોઈ વાર પંડિતોના વાદવિવાદ શરૂ થાય, તો કોઇ વાર બારોટોના દુહાના પ્રચંડ ધ્વનિ સંભળાય; આવી રીતે હંમેશાં ચાલતું અને એ આનંદ મંગળના સરોદે તેમની સમૃદ્ધિમાં પ્રભુતાનાં દર્શન થતાં.

શેઠના આગમનના શુભ સમાચારે તેમને મળવા ભાટ-ચારણ અને પંડિતોનાં ટોળે ટોળાં આવવા લાગ્યાં. તેમાં એક બારોટનું ટોળું શેઠને ત્યાં આવ્યું. ભવ્ય શરીર, અણિ-

ચાળી આંખ, લાંબા નાક, સફેદ દાઢી, ઊજળી કાયા, પ્રચંડ ભુજા, શ્વેત વસ્ત્રો અને પ્રતાપી પગલાં પાડતાં તેઓ શેઠના સુકાર્યના દુહા રચવા લાગ્યા.

ગુલાલચંદ શેઠને હવે પોતાની કીર્તિની બહુ અપેક્ષા નહોતી. તેઓનું પહેલાંનું અભિમાન સાવ ગળી ગયું હતું. એમણે કહ્યું: "બારોટ, હવે તો ગુણાનુવાદ આપણા દેશબંધુઓના હોય, જેણે સ્વદેશ માટે જ પોતાના જીવન સમર્પણ કર્યા છે. આજ સ્વરાજ મેળવવા મહા ભાગ્યશાળી બનેલ, જેને સ્વરાજ માટે જીવન ભેખ લીધેલ છે એવા પૂજ્ય બાપુજીના અને તેમની સાથે રહેલા મહારથીઓના ગુણાનુવાદ ગાઓ તો હૈયું આનંદને હેલે ડોલે. તમારી બધાની ઇચ્છા હોય તો રાતના ડાયરો જમાવીએ અને તમને વરેલ સરસ્વતી દેવીનો પ્રસાદ સૌ કોઇને પીરસો." બારોટો આ સાંભળી બહુ ખુશી થયા, અને શેઠના ગુણાનુવાદ ગાતા શેઠે આપેલ ઉતારે ગયા. ત્યાં ખાવાપીવાની, સુવાની બધી સગવડતા હતી, ત્યાં આરામ લઈ તાજા થયા અને રાતના મોટી મેદનીમાં બુલંદ અવાજની ગર્જનાથી દરેકના હૈયા ડોલાવવા લાગ્યા.

સ્વરાજ ઘર આંગણે આવ્યું, આનંદ મંગળના ગીત ગવાયાં, આંગણામાં સ્વસ્તિક પૂરાયા, ઘર ઘર તોરણો બંધાયા, મંગળ દિનની ઉજાણીઓ ઊજવાઈ. અને એક પૈસામાં માણસ ધરાય ને ધાન ખાય એવી રિદ્ધિ દેશમાં વરે એવી ભવ્ય ભાવના દુહા એક પછી એક રચાતા ગયા. સામસામા ઉત્તેજનાર્થે પડકારા પાડતા ગયા અને સૂર

ચઢતા ગયા. ડાયરો અકડે ઠઠ જામ્યો હતો. બારોટો પણ ખૂબ ખીલ્યા હતા અને બુલંદ અવાજવાળી બિરદાવલીઓ સંભળાતી હતી.

'એ દીન ત્રણા દાતાર; રાજ તપો તમ અવનિમાં;
એ કોટી ઉભરે દાન, એક પૈસે દિન ઊગે ભલો.'

'બાપલા તમારા રાજ્યમાં એટલી સમૃદ્ધિ વધો કે એક પૈસામાં માણુસ ધરાઇને ધાન ખાય, મારા રાજા, એવું રાજ દિપાવજો.'

અને પછી તો ત્યાં બેઠેલા અગિયાર રૂદ્ર સમા બ્રહ્મ-પુત્રોએ એક પછી એક દુહા લલકારી વાતાવરણ ભરી દેવા માંડયું. ગાંધીજીએ દેશ માટે ભેખ લીધો અને સત્ય, ટેક, વ્રત, ઉપવાસ, અને અનેક દેશબંધુના સ્વાર્પણને યોગે આજ સ્વરાજ મળ્યું એ બધું દુહામાં લાંબે સૂરે લલકાર્યું.

એ....દાન કર્યું દાતાર સ્વાર્પણનું આ સૃષ્ટિમાં,
ધર્યો ભેખ એવાર, ભારત ભાગ્ય ઉઘાડવા.

'વાહ, બાપુ વાહ, ઘણું જીવો!' ડાયરામાંથી કોઈ બોલ્યું.

એ...તપ કીધા તન મન થકી, મોન અને અપવાસ,
સત્યાગ્રહની હઠ ધરી, સ્વરાજ લેવા કાજ.

'વાહ બાપલા વાહ, આગળ ચલાવો.' બારોટોએ સૂર ચઢાવવા માંડયું.

એ....હાસ્ય અને ઉપહાસ, બહુ વેરાયા લોકમાં;
પણ ડગ્યા નહિ દિલ, મોટા જ્યાં આત્માના ઓજસ ભર્યા.

'વાહ, બાપુ વાહ, આત્માના તેજ અનેરાં હોય છે, તેને કોઈ પહોંચે નહિ, બાપ!'

એ....રામ નામના જાપમાં અંતર માંહી પ્રકાશ;
એ જ્યોતિના તેજમાં આજ વર્ત્યો જય જયકાર.

'વિજય, વિજય, રામને નામે પથ્થર તરે તો સત્યાગ્રહીની અભિલાષા કેમ ન ફળે?' બારોટે વધારે સૂર ચડાવ્યું.

એ....અનેક ભોગો અર્પતા આજ વિજય ભાગ્ય અંકાય;
લડાઈ લોહી રેડયા વિના સ્વરાજ સિદ્ધિ ગણાય.

'વાહ, બાપુ વાહ, નામરાશિનું બિરદ દિપાવ્યું. સિંહ જેવા ભડવીર કહેવાયા એનાથી સુની વાત નથી.'

એ....સ્વરાજ માટે ભોગ જે, જે આત્માએ ધર્યો;
સ્નેહ અંજલિ આજ સુમનો સ્વર્ગેથી ઝરે?

'ફૂલો ઝરે, ઝરે, ઝરે કેમ ન ઝરે. આજ તો એ આત્માઓ રાસ રંગ ખેલતા હશે'

'એ...દીન તણા દાતાર, રાજ તપો તમ અવનિમાં;
કોડી ઊભરે ધાન, એક પૈસે દિન ઊગે ભલો.'

'અરે ધન્ય છે બારોટ ધન્ય છે! અંતર ઠાલવ્યું ને શું?' અને આ અવાજ સાંભળી લોકોએ તાળીઓનો વરસાદ વરસાવ્યો. અને એકની એક લાઈન અનેક વાર બોલવાનું

સૂચન થયું. અને બારોટોએ પણ લોકોનું મન જાળવ્યું. અનેક વાર અમને મનગમતી લાઇનિ બુલંદ અવાજે સંભળાવી અને દુહા આગ ચલાવ્યા.

એ....રેંટ ચક્ર ઘર ઘર ફરે, હાથ વણાટો થાય,
ગરીબની એ રોજીમાં જય જયકાર ગણાય.

વાહ, બારોટ વાહ, ઘર ઘર રેંટિયા ફેરવાવજો, દેશનું ધન દેશમાં રાખજો.

એ....જુગ જુગ તપજો રાજ, ગાંધી યુગ વર્તી રહ્યો,
સત્ય ટેક સંગાથ સંપ વસો સ્વરાજ્યમાં.
સંપીલા થઈ રહેજો બાપલા હિન્દ ભૂમિને દિપાવજો,
એ....તપજો એવું રાજ રામરાજને ભૂલવે,
મહારથીઓ સંગાથ અભિનંદન અંતર તણાં.

'ઘણું જીવો બાપલા ઘણું જીવો તમારૂં રાજ ખૂબ લાંબુ તપજો.'

એ...દીર્ઘાયુ થાજો બધા એકસો ને પંચવીશ,
ગાંધીજીના શબ્દ આ સત્ય બની સાચા પડો.

સાચા પડો, સાચા પડો, બાપુજીના શબ્દો સાચા પડો. ઘણું જીવો બાપ બારોટના દુહાની રમઝટ બોલવા લાગી. લોકવૃંદ આનંદમાં એકતાન બની સર્પની જેમ ડોલવા લાગ્યું. બારોટોના દુહા તો એક પછી એક એમ ચાલ્યા જ કરત પણ ઉષાને અજવાળે પરાણે ડાયરો પૂરો કરવો પડયો. અને...

'હિન્દ ભૂમિનો જય, ભારત માતાનો જય, ગાંધીજી ઘણું જીવો'ના પોકારો વચ્ચે બારોટના દુહાના રણકારની મીઠી મોજ માણતા વિખેરાઈ, એ દુહા અંતરે અંતરમાં કોરાઈ ગયા. સૌ કોઈ ધીમે સૂરે દુહાઓની લાઈન ગણગણતા હતા. અને મધમાખ જેવો ધીમો ગણગણાટ હવામાં સંભળાતો.

'એ....દીન તણા દાતાર રાજ તપો તમ અવનિમાં.
કોઠી ઊભરે ધાન, એક પૈસે દિન ઊગે ભલો.'

૨૫

# ઉપસંહાર

પર્યટન કરી પાછા ફરેલા વિદ્યા, મેનાનું સ્વપ્ન, વિદ્યાની જહેમત અને વીણાની સક્રિય સહાનુભૂતિ, આ ત્રણે વસ્તુઓએ એકતાનતા સાધી એક મહાન ભાવનાને મૂર્તિમંત કરી દીધી.

અને છતાં એમનું કાર્ય એટલી જ સરળતાથી આગળ વધતું હતું એમ તો કેમ જ કહી શકાય!

એક તરફથી આ લોકો કમર કસીને સંસારને ઉન્નતિને શિખરે લઈ જવા તૈયાર થયા હતા. લોકોને તે માટે પોતાની સાથે થવા હાકલ કરી રહ્યા હતા.

ત્યારે બીજી તરફ રાજકીય, સામાજીક, નૈતિક અને સાંસ્કૃતિક ક્ષેત્રો જાણે કોઈ ભયંકર આંધીમાં સપડાયાં હોય તેમ ચકરાવે ચડયાં હતાં.

રાજ્યોની રાક્ષસી આકાંક્ષાઓ દુનિયાને હચમચાવી રહી હતી. કોમી હુલ્લડો માનવમાંથી ઓસરતી જતી માનવતાનું દર્શન કરાવી રહ્યાં હતાં. કહેવાતા નૂતન સંસ્કારમાં પલોટાયેલા સમાજમાં જબ્બર સડો પેઠો હતો. કેળવણી ઊંચા શિખરે લઈ જતી તો સામાજીક જીવન તેટલા જ વેગપૂર્વક તેમને નીચે ઘસડતું.

આ બધું છતાં આ ત્રિપુટીની સામે સૌથી પહેલું ક્ષેત્ર બહેનોનું હતું, અને તેમાંએ આથી ઓછી મુશ્કેલી હતી. ! અર્ધદગ્ધ કહેવાતી કેળવાયેલી બહેનો માની લીધેલાં સુખનાં સ્વપ્નો સિદ્ધ કરવાના ફંદામાં ફસાતી, પતંગિયાનું જીવન જીવતી અને પોતાની જ બહેનોના સાધારણ શાંતિ પણ ભાગ્યે જ મળે તેવા અગ્નિ જેવા જીવનમાં ઘી ઉમેરતી. એક પત્ની પર બીજી પત્ની બનવું એ એક આધુનિક શોખ થઈ પડયો લાગતો હતો. પહેલીનું સુખ આવી રીતે ખૂંચવી પોતાને માટે મેળવવું એ જાણે તેને ઇશ્વર પ્રાપ્ત પરવાનો મળ્યો હતો. દુઃખ તો એ હતું કે આમાંની લગભગ બધી જ બહેનો કેળવાયલી કહેવાતી. કેળવણીને કંગાલિયત બનાવી સાચા સુખને ઉવેખી, સુખના આભાસ માત્ર પાછળ વલખા મારતી. જાણે આત્મવિહોણા દેહથી જ પોતાની વાસના સંતોષતી, એવી જીવતી સુધરેલી સંસ્કારી ડાકણ જેવી બહેનોને એવા જીવનમાં જ આનંદ માણતી જોઈ વિદ્યાનું હૈયું હાથ ન રહેતું. આવા પ્રસંગોને તે હંમેશા ખોળતી રહેતી. બને ત્યાં પહોંચી જતી ને શક્તિ અનુસાર તેમને તેમાંથી બચાવવા પ્રયત્ન કરતો. આવા પ્રસંગોથી સ્ત્રી માનસ

કેટલું હલકું બને છે, સમાજમાં સ્ત્રીઓને કેટલી ઉતારી પાડે છે એ તેમના મન પર ઠસાવવા ખૂબ મહેનત લેતી. અને જુવાનીના જોમમાં ઝોલાં ખાતી આવી સોનેરી જાળમાં ફસાતી અનેક બહેનોને મુક્ત કરવા તે પ્રયત્ન કરતી.

વીણા અને મેના, મોંઘવારી, સટ્ટો વગેરેને લઇને આવી પડેલી વિપત્તિઓથી ઘેરાયેલા કુટુંબોની બહેનો પાસે પહોંચી જતાં, અને એમને મદદ કરતાં. હુલ્લડ જેવા પ્રસંગોમાં જીવને જોખમે પણ ઘેરાયેલી, સપડાયેલી બહેનોને ઉગારવા તત્પર થઈ જતાં.

એમનું ક્ષેત્ર ધીમે ધીમે છતાં સબળ રીતે વિસ્તરતું જતું હતું, એમની એક એક સભામાંથી, એમના એક એક કાર્યક્રમમાંથી, એમની એકેએક પ્રવૃત્તિમાંથી એમને કોઇ ને કોઈ ભાવનામૂર્તિઓ મળી રહેતી અને આ મહાન કાર્યની ઈમારતનો પાયો પૂરાતો જતો.

જ્યાં જ્યાં એમની પ્રવૃત્તિઓ થતી, એમની પ્રવૃત્તિઓની ખબર પહોંચતી, અને જ્યાં જ્યાં એમનો અવાજ અવાજ પહોંચતો ત્યાં ત્યાં એમની ઘોષણા ગાજી રહેતી: “સંપમાં સિદ્ધિ છે; સંપમાં શાન્તિ છે; સંપમાં આબાદી છે. હિન્દુ–મુસ્લીમ એક જ પરમાત્માના બાળકો છે. સ્ત્રી–પુરૂષ એક જ સમાજરચનાના ચક્રો છે; સંપ સાધો; સંપ સાધો અને હિન્દને આઝાદ બનાવો.”

અને રશ્મિ, નીલમ અને રૂપાની મહેનતના પરિણામ-

રૂપ સ્વચ્છ, સુઘડ અને ઉત્સાહથી તરવરતા બાળકોની બાળ-ફેરી સર્વ સ્થળે પોતાનો બુલંદ અવાજ પહોંચાડતી હતી કે:—

અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા;
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા.

—અસ્તુ.

: ગ્રંથકર્તાની સાહિત્યકૃતિ :

# 'સુ-મન સારથિ'ને

— જાણીતા સાક્ષર —

## શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી

આવકાર આપે છે.

卐



**'સુ-મન સારથી'** વાંચી ગયો. એની શૈલી સરલ છે અને ભાવો સુંદર છે. આપણી આર્ય રીતિઓ અને આદર્શો એમાં પાને પાને દર્શન દે છે. સામાજીક ફેરફારોના આ જમાનામાં જૂના અને નવા વિચારોની તુલના પણ તમે સારી કરી છે.

તમે લેખિકા તરીકે આવકારદાયક પ્રયત્ન કર્યો છે. આપણે ત્યાં લેખિકાઓ ગણી ગાંઠી છે. તમે આજે એમાં સ્થાન પામો છો. એટલે હવે લખ્યા જ જવાનો તમારો ધર્મ જ થઈ પડ્યો છે ને વધારે કૃતિઓની હું આશા રાખી બેઠો છું.

આ પુસ્તકના કેટલાક સંવાદો આપણી શાળાઓ અને સમારંભોમાં ઘણા ખપ લાગશે.'

卐



: જાણીતા પ્રખર સ્ત્રી કાર્યકર :

**લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, જે. પી.**

—તરફથી—

# શ્રેયસી

માટે

## અભિનંદન

'સ્ત્રી' જો શ્રેયસી બને તો તે પોતાનું અને પરનું શ્રેય સાધી શકે છે. આવી 'શ્રેયસી'ની આ નવલકથા સ્ત્રી જીવનના ઉચ્ચ આદર્શને રજૂ કરે છે.

સંસાર સુખદુઃખ, સુપાત્ર-કુપાત્ર ને સદ્‌ગુણ-દુર્ગુણના દ્વંદ્વોનો બનેલો છે અને તેના ઘર્ષણથી નવલકથાનો ઉદ્દભવ થાય છે. આવા અનેક પાત્રો અને ઘર્ષણથી ગુંથાયેલ આ નવલકથા સ્ત્રી કે પુરૂષનો પક્ષપાત જાણ્યા સિવાય લખાઇ છે. સંસારની ભવાટવીમાં અથડાઈ પડેલાં નિરાશ્રિતો માટે એક સંપૂર્ણ સેવાશ્રમની આવશ્યકતા છે તે તેમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ સાદી ને સરળ ભાષામાં ગોઠવેલી સફળતા માટે શ્રી. જયા બહેનને હું અભિનંદન આપું છું.



